પાઠ્યપુસ્તક તરીકે મંજૂર

# સાહિત્ય સંસ્કાર

## ભાગ બીજો


• સંપાદકો •

પ્રાણલાલ કીરપારામ દેસાઈ

બી. એ., એસ. ટી. સી. ડી.,

રીટાયર્ડ ઍડમિનિસ્ટ્રેટિવ ઑફિસર.

મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ, અમદાવાદ

અને

કાલિદાસ નરસિંહ કવિ

બી એ., બી.ટી., એમ. આર. એસ.ટી.

હેડમાસ્તર, શ્રીમંત મહારાણા

શ્રી મોહનદેવજી હાઈસ્કૂલ, ધરમપુર.



• પ્રકાશક •

મેસર્સ મંગળદાસ ઍન્ડ સન્સ,

ભાગાતળાવ, સૂરત

• પ્રકાશક •

મેસર્સ મંગળદાસ ઍન્ડ સન્સ

બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ

ભાગાતળાવ રોડ • સૂરત



દ્વિતીય મુદ્રણ • ૧૯૪૦



મુદ્રક •

ગણપતરાવ નારાયણરાવ નીકમ

નારાયણરાવ એલ. નીકમ ઍન્ડ સન્સ,

શ્રી 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ,

ચૌટાબ્રીજ, સૂરત

# નિવેદન

સમયના વહેણુ સાથે પ્રગતિ અને પરિવર્તન પામતા સમાજનું પ્રતિબિંબ જો સાહિત્ય અચૂક રીતે પાડતું હોય, તો ભાવિ સમાજ-સ્તંભો આગળ સાહિત્યના નવસર્જનની વાનીઓ પીરસવાની આપણી ફરજ અનિવાર્ય બને છે.

છેલ્લાં ત્રીસ વર્ષના લાંબા ગાળામાં આપણા સમાજે અનેકવિધ પ્રગતિ સાધી હશે; આપણા સાહિત્યે પણ અવનવી કૃતિઓને જન્મ આપ્યો હશે. એમ છતાં આપણાં બાળકો જૂના જમાનામાં લખાયલી 'વાચનમાળા'ના રીઢા બનેલા મણકા હજી યે ફેરવ્યા જ કરે એ વસ્તુસ્થિતિ નતનશિક્ષણના અનુયાયીઓને શી રીતે રુચે? કેળવણીના ક્ષેત્રમાં રહેલી આ દેખીતી ઊણપ દૂર કરવાના અનેક પ્રયાસોમાં અમે પણ અમારા આ નમ્ર પ્રયાસનો ઉમેરો કરીએ છીએ.

માધ્યમિક શાળાનાં પ્રથમ ત્રણ ધોરણોમાં અંગ્રેજી પરત્વે વધારે પડતું લક્ષ આપવાના પરિણામે, માતૃભાષાના શિક્ષણ તરફ દુર્લક્ષ આપણે નિભાવતા આવ્યા છીએ; એટલું જ નહિ પણ બીજા કોઈ ઉત્તમ આદર્શને અભાવે સરકારી 'વાચનમાળા'નો સહચાર આપણે મને કે કમને પણ સેવ્યા કરીએ છીએ. આ રીતે આપણાં બાળકોને થયેલા અન્યાય માટે આપણે કેળવણીકારો જ જવાબદાર છીએ, એ ત્રુટી દૂર કરવાના આશયથી જ ત્રણે ભાગો અમે રજૂ કરીએ છીએ.

વિશ્વની વિશાળ વાટિકામાં પ્રવેશ કરાવતાં પહેલાં બાળકોને જુદા જુદા સંસ્કારો આપવામાં આપે છે; સાહિત્યના ઉપવનમાં પ્રવેશતાં પહેલાં બાળકોને આપણે 'સાહિત્ય સંસ્કાર' આપવાનું પણ તેટલે જ અંશે જરૂરી છે. ગૂજરાતી સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં આપણાં બાળકોને કલ્લોલ કરતાં નિહાળવાની અભિલાષા આપણે સાચે જ સેવતા હોઈએ, તો તે સાહિત્યની અનેકવિધ ખૂબીઓ ઝીલવા માટે બાળકોનું માનસ તૈયાર કરી, સાહિત્ય માટે અભિરુચી ઉત્પન્ન કરવી પ્રથમ જરૂરી છે. બાળકોનાં કુમળા મગજ ઉપર આપણા સાહિત્યના સંસ્કાર સહજ અને સરળ રીતે પડે, તો તેમનામાં સાહિત્ય તરફ સ્વાભાવિક અનુરાગ અને અભિરુચિ ઉત્પન્ન થાય. આવા સંસ્કાર પામેલાં બાળકો સાહિત્યની વાડીમાં પ્રવેશી અવશ્ય કલ્લોલ જ કરે. માધ્યમિક શાળાનાં શરૂઆતનાં વર્ષોમાં સાહિત્યના સંસ્કાર માત્ર જ પાડવા જોઇએ એવી માન્યતાના પરિપાક રૂપે 'સાહિત્ય સંસ્કાર' ના ત્રણે ભાગોની યોજના તૈયાર કરી છે.

માનસશાસ્ત્રનાં સૂત્રોને અનુસરતુ નૂતનશિક્ષણ બાળકોની રસ-વૃત્તિને અગ્રસ્થાન આપે છે. તેમની રસવૃત્તિ પોષાય, જિજ્ઞાસાવૃત્તિ જાગૃત બની એકાગ્રતાને આમત્રે તો જ શિક્ષણની અસર ચિરસ્થાયી અને સુદૃઢ બને. આપણાં બાળકો આનંદથી પાઠ્યપુસ્તકોમાંના પાઠો વાંચે, વાંચી વિચારતાં શીખે, નવું નવું વાંચવાની ઇચ્છા કેળવે અને

પરિણામે એમનું ભાષાજ્ઞાન વિશાળ અને સમૃદ્ધ બને એ હેતુ માત્ર આ પુસ્તકોમાં દૃષ્ટિ સમક્ષ રાખ્યો છે. દવાના પ્યાલાના ઘૂંટડાની માફક કડવું કટાણું મોં કરી, બાલમાનસને પ્રતિકૂલ પાઠો પરાણે ગળે ઉતારતાં કંટાળો ખાતાં આપણાં બાળકોનું દૃશ્ય નજર આગળ ખડું કરી શકીએ, તો આ પુસ્તક એ દુ:ખદ પરિસ્થિતિ દૂર કરવામાં કંઈક ફાળો આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આ પુસ્તક તૈયાર કરતાં સાહિત્યના વિવિધ અંગોને સ્થાન આપવા યોગ્ય પ્રયત્ન કર્યો છે; છતાં બાલમાનસને અરુચિકર થાય એવા લેખો કે કાવ્યોને સ્થાન નહિ આપવાની પૂરતી કાળજી રાખી છે. એટલે જ બાલમાનસના પ્રખર અભ્યાસી કેળવણીકારોની કૃતિઓની વરણી કરી છે. સફળતા મેળવવાના આશયે જાણીતા લેખકો કે કવિઓની કૃતિને કે ધંધાની દૃષ્ટિએ અનુકૂળ થઈ પડે એવા સાહિત્યકારોની કૃતિને સ્થાન આપવાનો મોહ કે લોભ જતો કર્યો છે, એટલે કેટલાંક નામો અપરિચિત લાગશે એ સ્વાભાવિક છે.

માધ્યમિક શાળાના ત્રણ વર્ષના ગાળામાં ભણતાં બાળકોનો માતૃભાષા ઉપરનો કાબૂ ઘણો ઓછો હોય છે; એટલે ભાષાજ્ઞાન વધે, શબ્દભંડાર સમૃદ્ધ બને એ જ મુખ્ય હેતુને લક્ષમાં રાખી, શરૂઆતમાં કવિઓની ટૂંક પિછાન આપવાની પ્રથાને સંગ્રહ કે સંકલનશક્તિનો અવરોધ કરે તેમ જ લક્ષક્ષતિ કરે એમ લાગવાથી અનુસર્યા નથી. કાવ્ય કે લેખનો ટૂંક સાર આપવાની કે માર્ગદર્શન કરાવવાની જિજ્ઞાસા પણ એ જ સિદ્ધાંતને અનુસરી દાબી દીધી છે. જેમ કલાકૃતિ તૈયાર કરનાર કલાકારનો આનંદ, જેમ જેમ તેની કલાકૃતિ સર્વાંગે સંપૂર્ણ બનતી જાય છે તેમ તેમ વધી છેવટે પરિસીમા પામે છે, તેમ બાળક શરૂઆતથી પ્રયત્નશીલ બની સમજતાં સમજતાં આખું કાવ્ય કે આખો લેખ સંપૂર્ણ સમજી રહે, ત્યારે કલાકારની માફક આનંદમાં તરબોળ બની કલ્લોલ કરે એવી ભાવના અમે સેવીએ છીએ. એટલે કઠણ શબ્દો મથાળે રાખી અભ્યાસરેખા દરેક પાઠની નીચે આપી છે.

આપણા શિક્ષક ભાઇઓ પોતાના વ્યક્તિત્વને ગૌણ બનાવી બાળકને સર્જક અને શોધક બનાવે, શબ્દે શબ્દ અને લીટીએ લીટીનું પિષ્ટપેષણ કરવાની રૂઢ વૃત્તિ છોડે, જરૂર જણાતાં માત્ર દિશાસૂચન કરી સંતોષ માનવાની વૃત્તિ કેળવે તો આ પુસ્તક બાળકોને આનંદમાં તરબોળ કરશે. પ્રભાતમાં એટલે કે પરસાળમાં બેસી વાચનમાળાના પાઠો માથું ધૂણાવી યંત્રવત્ ગોખતાં બાળકોનું કરુણ દશ્ય જોનારને, આ પુસ્તક કંઇક શાંતિ આપશે તો અમારો પ્રયત્ન સફળ થયેલો ગણાશે.

છેવટે જે લેખકો કે કવિઓએ પુરસ્કાર લઈ કે લીધા વિના તેમની કૃતિ છાપવાની મંજૂરી આપી છે તેમનું, તથા અનેક પ્રકારની હાર્દિક મદદ કરનાર ભાઈશ્રી ગુલાબસિંહ બારોટનું ઋણ જાહેર રીતે સ્વીકારવાની આ તક કેમ જતી કરાય?

પાઠ્યપુસ્તકને અનુકૂળ એવી ભાષાની સરળતા જાળવવા માટે લેખોમાં ન છૂટકે કરવામાં આવેલા ફેરફારો માટે ક્ષમા મળશે એવી આશા રાખીએ છીએ.

આ પુસ્તકમાં રહેલી ત્રુટીઓ બતાવી યોગ્ય વ્યવહારુ સૂચના કરવા શિક્ષક ભાઇઓને અમારી વિનતિ છે.

૩૦–૫–'૩૭

પ્રાણલાલ કીરપારામ દેસાઇ

કાલિદાસ નરસિંહ કવિ

# અનુક્રમણિકા

## ચિત્રો

[ ૧ ]

# મુજ માતૃભૂમિ

| | |
|---|---|
| સૂરેશ્વર | રસેશ્વર |
| કર્મયોગી | મહારથી |
| ધર્મયુદ્ધ | સમરભૂમિ |

[ માલગુંજ ]

વંદુ માત મૈયા મુજ માતૃભૂમિ
પદરજ પૂજું તુજ ચરણુ ચૂમિ—વંદુ.

સરિતા સરવર સાગર ગિરિવર પુરાણુ પૃથ્વીની પુનિત ભૂમિ
ઋષિમુનિ સંત મહંત અવતારી પરમ પુરુષની પુણ્ય ભૂમિ-વંદુ.

નારદ શારદ શેષ સૂરેશ્વર નિશદિન ગાવે ધન્ય ભૂમિ
બ્રહ્મા વિષ્ણુ મહેશ રસેશ્વર સદૈવ સાધે સત્ય ભૂમિ-વંદુ.

શૂરવીર નરવીર ત્યાગી તપસ્વી કર્મયોગીની કર્મભૂમિ
શિર પડ્યાં ને જ્યાં ધડ લડિયાં રક્ષ મહારથી વીર ભૂમિ-વંદુ.

પૃથ્વીની ઓ પ્રથમ પુત્રી ઇતિહાસે તું અમર ભૂમ
ધન્ય ધન્ય એ ભારતમાતા ધર્મયુદ્ધની સમરભૂમિ-વંદુ.

卐

## અભ્યાસરેખા

(૧) કવિ માતૃભૂમિને શી રીતે માન આપે છે ?

(૨) માતૃભૂમિને કવિ કયાં કયાં નામ આપે છે ?

(૩) આપણી ભૂમિને પુરાણ ભૂમિ કેમ કહે છે ?

(૪) આ ભૂમિને પુણ્ય ભૂમિ શી રીતે કહી શકાય ?

(૫) આ ભૂમિનાં ગુણગાન કોણ કોણ કરે છે ?

(૬) આપણી માતૃભૂમિને કર્મભૂમિ શી રીતે કહી શકાય ? એક-બે દાખલા આપી શકશો ?

(૭) આપણી ભૂમિને વીર ભૂમિ શાથી કહી શકીએ ?

(૮) ધર્મયુદ્ધ એટલે શું ? એવા યુદ્ધના એક-બે દાખલા આપો.

(૯) 'અવતારી પુરુષ' કોને કહી શકાય ? અવતારી મનાતા પુરુષોના એક-બે દાખલા આપો.

(૧૦) ભારતમાતાની ખાસ ખૂબીઓ બતાવતા શબ્દોની યાદી કરો.

卐

[ ૨ ]

# કોહીનૂર હીરો

| | |
|---|---|
| અચંબો | થાપણ |
| બિલોરી | સંગ્રહસ્થાન |
| સાથીદાર | અગ્રેસર |

જાદવકુળમાં જન્મ પામેલા સત્રાજિત્ રાજાને સૂર્યનારાયણે પ્રસન્ન થઈ પ્રસાદ આપેલો. તે પ્રસાદનું નામ મણિ હતું. એમાં મહાન ગુણ એ હતો કે જે ભૂમિમાં એ મણિ પડ્યો હોય ત્યાં કદી દુકાળ પડે નહિ, રોગ થાય નહિ અને દરરોજ ચોસઠ હજાર તોલા સોનું એમાંથી બહાર પડે.

એક દિવસે આ મણિ ગળામાં પહેરી સત્રાજિત્ દ્વારકામાં આવ્યો. નગરીના લોક ઘણા અચંબામાં પડ્યા. કૃષ્ણે આવી કહ્યું: "આ તો સત્રાજિત્ રાજા છે. રાજા, આ મણિ તો જાદવકુળના અગ્રેસર ઉગ્રસેનને શોભે." આ વચનથી રાજા ખોટું લગાડી સભામાંથી ઊઠી ચાલતો થયો.

ઘણા વખત પછી રાજાનો ભાઈ પ્રસેન આ મણિ ગળામાં પહેરી શિકાર કરવા ગએલો. તે એક સિંહની પાછળ પડ્યો. સિંહે બાણ ચુકાવી એકદમ પ્રસેન ઉપર હુમલો કરી પ્રસેનને મારી નાખ્યો. પ્રસેનને મારી સિંહ ત્યાં ઊભો હતો

તેટલામાં એક બીજો રાજા કે જેનું નામ જાંબુવાન હતું તે આવ્યો. આ મણિ લેવાને ખાતર સિંહને મારી નાખી મણિ લઈ લીધો.

પ્રસેન ઘેર ન આવવાથી તેના ભાઈએ તેની શોધ કરી પણ પત્તો જ ન લાગ્યો. રાજાને વહેમ આવ્યો કે જરૂર કૃષ્ણે જ મારા ભાઈને મારી નાખી મણિ લઈ લીધો છે. રાજાના વહેમની વાત ઠેઠ કૃષ્ણના કાને આવી તેથી કૃષ્ણને ઘણું જ ખરાબ લાગ્યું. પોતાને માથે ખોટું આળ આવવાથી નિશ્ચય કર્યો કે મારું આળ મારે ભૂંસી નાખવું જોઈએ, જેથી પ્રસેનની શોધ કરવા કૃષ્ણ વનમાં ગયા. ઘણે દૂર ગયા ત્યારે પ્રસેનનું મુડદું જોવામાં આવ્યું. પણ તેના અંગ પર મણિ નહોતો. પાસે એક સિંહ પણ મરેલો જોયો ને કોઈકનાં પગલાં પડેલાં જોયાં. તેમને ખાતરી થઈ કે પ્રસેનને સિંહે મારી નાખ્યો છે ને સિંહને જેનાં આ પગલાં પડ્યાં છે તેણે મારી નાખ્યો લાગે છે. પગલે પગલે ચાલ્યા ખોળવા. એક મોટી ગુફામાં આ પગલાં જતાં હતાં. ગુફાનાં બારણાં આગળ પોતાના સાથીદારોને બેસાડી કૃષ્ણ અંદર દાખલ થયા. ગુફા ઘણી જ લાંબી હતી. થોડેક દૂર ગયા પછી એક મોટો મહેલ આવ્યો. મહેલમાં મણિ લટકાવેલો દીઠો. નવા માણસના પગલાંનો અવાજ સાંભળી કોણ છે? કોણ છે? એવી બૂમો પડવા લાગી. એટલામાં જાંબુવાન આવ્યો. કૃષ્ણે પેલા મણિની માગણી કરી પણ જાંબુવાને દાદ ન દીધી તેથી આખરે બંને વચ્ચે અઠ્ઠાવીસ દિવસ યુદ્ધ ચાલ્યું. જાંબુવાન થાક્યો ને કહ્યું: "કુમારી કન્યા જાંબુવતી તને પરણાવું છું ને કન્યાદાનમાં તે મણિ તને આપું છું." કૃષ્ણ જાંબુવતીને તથા મણિને લઈ ગુફાની બહાર આવ્યા.

બહાર જે સાથીદારો હતા તે તો બાર દિવસ રાહ જોઈ ચાલ્યા ગયેલા. કૃષ્ણ સાથીદારો સિવાય દ્વારકામાં આવ્યા.

આવ્યા બાદ એક સભા બોલાવી. સત્રાજિત્ રાજાને પણ આમંત્રણ મોકલ્યું તેથી તે પણ આવ્યા. મણિ માટે બનેલી સર્વ હકીકત સભામાં કહી સંભળાવીને પોતાનું મહેણું ટાળવા આ મણિ રાજાને સ્વાધીન કર્યો.

રાજાને ઘણી જ શરમ આવી ને પોતે કરેલી ભૂલ માટે પસ્તાવા લાગ્યો. મણિ લઈ પોતાના ઘેર આવ્યો.

પ્રસેનના મરણની ખબર સાંભળવાથી તેના મરણની ક્રિયાઓમાં બ્રહ્મભોજન વગેરે કર્યા બાદ રાજાએ વિચાર કર્યો કે મારે મારી કન્યા સત્યભામાને પરણાવવી છે ને તેને માટે કૃષ્ણ સિવાય બીજો સારો વર નથી. એટલે સત્યભામાને તેમની સાથે પરણાવી આ મણિ કન્યાદાનમાં આપી દઉં તો કૃષ્ણ સાથે મારે ઘરનો સંબંધ થઈ જાય. કૃષ્ણને પોતાનો વિચાર જણાવી તુરત જ પોતાની દીકરી પરણાવી મણિ કૃષ્ણને હવાલે કર્યો.

કૃષ્ણે આ મણિ સત્યભામાની પાસે રાખી મૂકયો હતો. એટલામાં એકાએક કૌરવોના ત્રાસથી પાંડવોને લાખના ઘરમાં બાળી મૂકયા છે તેવા સમાચાર મળવાથી કૃષ્ણ હસ્તિનાપુર ગયા અને સત્યભામાને તેના પિતા સત્રાજિતને ત્યાં પેલા મણિ સાથે બળરાય જોડે રવાના કરી દીધા.

હવે સત્રાજિત્ રાજાએ પોતાની પુત્રી સત્યભામાનો વિવાહ શતધન્વા સાથે કરવાનું વચન આપેલું પણ તેમ ન કરતાં કૃષ્ણ સાથે પરણાવી, તેનું વેર લેવાને શતધન્વાએ

એકાએક રાતના આવી સત્રાજિત્ રાજાને કાપી નાખ્યો ને સત્યભામા પાસેથી મણિ ઝૂંટવી લઈ નાઠો. રાજાના મરણથી મહેલમાં બૂમાબૂમ થઈ રહી.

પિતાના આવા મરણથી સત્યભામા ઘણી જ દિલગીર થઈ ને "પિતાજી, પિતાજી, હવે મારું શું થશે?" એમ રોતી રોતી મૂર્છા પામી ગઈ. ઘણા ઉપચારો પછી સત્યભામાને ભાન આવ્યું. પિતાના શબને ઊંચકી તેલની કોઠીમાં નાખી પોતે હસ્તિનાપુર ગઈ.

કૃષ્ણ ભગવાન તો આ વાત જાણતા જ હતા છતાં સત્યભામાની બધી વાતો સાંભળીને વિલાપ કરવા લાગ્યા. શતધન્વાનું વેર લેવા કૃષ્ણે ઉપાયો કરવા માંડ્યા. આ વાતની શતધન્વાને ખબર પડી તેથી મદદ માટે કૃતવર્માને કહ્યું, પણ કૃતવર્માએ જવાબ આપ્યો: "જો ભાઈ, કૃષ્ણ ને બળભદ્ર ઘણા બલવાન છે. કંસ જેવો મહાન રાજવી પણ તેનાથી મરાયો. જરાસંઘ જેવો બળવાન પણ સત્તર વખત હારી ગયો હતો. તેણે તો સાત વર્ષની ઉમ્મરમાં મોટા પર્વતને ઊંચકી ફેંકી દીધો હતો. તેની સામે કોણ થાય?" આવી સલાહ શતધન્વાને ઘણા તરફથી મળી એટલે પેલો મણિ અક્રૂરજીને ત્યાં થાપણ તરીકે મૂકી પોતાના એક મજબૂત ઘોડા ઉપર સવાર થઈ નાસી ગયો.

કૃષ્ણ ને બલભદ્રને ખબર પડી. તેઓ રથમાં બેસી તેની પાછળ પડ્યા. મિથિલાનગરીના ઉપવનમાં ઘોડો થાકીને પડી ગયો જેથી શતધન્વા પગથી દોડતો ચાલ્યો જાય છે. કૃષ્ણ પણ રથમાંથી ઊતરી તેની પૂંઠે પડ્યા. પોતાના ચક્ર વડે શતધન્વાનું શિર ઉડાવી દીધું. મણિને માટે તેનાં કપડાં તપાસ્યાં પણ મણિ તો ન મળ્યો. કૃષ્ણે પોતાના ભાઈ બલભદ્રને આ વાત કરી પણ

બલભદ્રે માન્યું નહિ. બલભદ્રને લાગ્યું કે મણિ પોતાની સ્ત્રીને છાનો આપવા કૃષ્ણ મને ઠગે છે. છતાં આ વાત કૃષ્ણને જણાવી નહિ ને કહ્યું : "કદાચ શતધન્વાએ કોઈને ત્યાં મણિ મૂકયો હશે, માટે તમે દ્વારકા જાવ. હું જનક રાજા પાસે મિથિલામાં જઈ તેમને મળીને આવીશ."

કૃષ્ણ દ્વારકામાં આવ્યા. સત્યભામાએ મણિ માટે હકીકત પૂછી. સત્યભામાને કૃષ્ણની વાત પર વિશ્વાસ ન બેઠો ને માની લીધું કે મણિ પોતાના ભાઈ બલભદ્રને આપી મિથિલા રવાના કર્યા છે.

કૃષ્ણ તો ભગવાન છે. તે તો બધી વાત જાણતા હતા. બધાંનો વહેમ ટાળવાને અક્રૂરજીને ત્યાં જઈ મણિની માંગણી કરી કે તે બધાંને બતાવી તમને પાછો આપીશ. મણિ તમારી પાસે છે. તેની ખાતરીમાં એટલું જ કે કાશીમાં તમે ઘણા યજ્ઞો કરવા માંડ્યા છે.

આ સાંભળી અક્રૂરજીએ મણિ હાથમાં લઈ લુગડે ઢાંકી ભગવાનને આપ્યો. ભગવાને ભાઈને, સત્યભામાને ને બધાં સગાંને મણિ બતાવીને પોતાના ઉપરનો વહેમ ટળાવ્યો. અક્રૂરજીને મણિ પાછો આપ્યો.

ઘણો વખત થયા બાદ આ મણિ દ્વારકાથી હસ્તિનાપુર ગયો. આ મણિ તે જ જગવિખ્યાત કોહીનૂર હીરો. મુસલમાનોએ એનું નામ કોહિનૂર પાડ્યું. હસ્તિનાપુરના રાજ્યની પડતી થયા પછી માળવાના રાજા વિક્રમાદિત્યના હાથમાં એ હીરો આવ્યો. અલાઉદ્દીન ખીલજીએ માળવા જીત્યું અને માળવાના રાજખજાનામાંથી એ હીરો તે દિલ્હી લઈ ગયો. ત્યાર પછી તે દિલ્હીના રાજખજાનામાં રહ્યો. નાદીરશાહે દિલ્હી લૂંટ્યું ત્યારે એ

હીરો તે પોતાની સાથે લઈ ગયો. અહમદશાહ અબદલ્લીએ ઇરાન જીતી લીધું ત્યારે એ હીરો તે ઈરાનથી અફઘાનીસ્તાન લાવ્યો. પંજાબના શીખ રાજા રણજીતસિંહે અફઘાનીસ્તાન ઉપર ચઢાઈ કરી અફઘાનીસ્તાનના રાજા પાસેથી એ હીરો દંડ પેટે લીધો. અંગ્રેજ સરકારે પંજાબ જીતી લીધું ત્યારે એ હીરો તેમણે લઈ લીધો અને ઈંગ્લાંડ મોકલાવી દીધો. હાલમાં તે ઈંગ્લંડના રાજખજાનામાં છે.



## અભ્યાસરેખા

(૧) કોહીનૂર હીરો પ્રથમ ક્યાંથી આવ્યો? એનું નામ કોહીનૂર કોણે પાડ્યું? એ હીરામાં શા ગુણો હતા?

(૨) સત્રાજિત્ પાસેથી એ હીરો ક્યાં ગયો? તેને એ હીરો પાછો શી રીતે મળ્યો?

(૩) એ હીરાને શતધન્વા શા માટે લઈ ગયો? તેણે કોને આપ્યો?

(૪) અક્રૂરજીએ કાશીમાં ઘણા યજ્ઞો શી રીતે કર્યા હશે?

(૫) અંગ્રેજો પાસે એ હીરો શી રીતે આવ્યો? હાલ તે ક્યાં છે?

(૬) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) આગ આવવું

(૨) દાદ દેવી

(૭) કોહીનૂર પોતે પોતાનો ઈતિહાસ કહેતો હોય એમ ટૂંકમાં તેની જિંદગીનો હેવાલ લખો.

[ ૩ ]

# એક જ લક્ષ

| અસ્ત્રવિદ્યા | સ્વાશ્રય | હવિ | સમિધ |
|---|---|---|---|
| હીણુપત | તાલીમ | મનોરથ | આલેશાન |

દ્રુપદના દરબારમાંથી અપમાન પામીને દ્રોણુ ફરતા ફરતા હસ્તિનાપુરમાં આવી ચડ્યા. હસ્તિનાપુરના એક કૂવા પાસે રાજકુમારો રમતા હતા. દ્રોણે પોતાની અસ્ત્રવિદ્યાના પ્રભાવથી કૂવામાં પડેલો દડો બહાર કાઢી આપ્યો. કુમારોએ આ વાત ભીષ્મપિતામહને તથા મહારાજ ધૃતરાષ્ટ્રને જણાવી એટલે તે બન્નેએ વિચાર કરીને દ્રોણુને રાજકુમારોના ગુરુ તરીકે સ્થાપ્યા.

એ જમાનામાં ગુરુની સેવા એ વિદ્યાર્થીજીવનનું એક આવશ્યક અંગ મનાતું. વિદ્યાર્થીઓ ગુરુકુળમાં રહે તે દરમ્યાન આખા ય ગુરુકુળનાં નાનાં મોટાં તમામ કામો પોતે જ ઉપાડી લેતા, અને એ રીતે જીવનમાં સ્વાશ્રયની અણમૂલી તાલીમ પામતા. આશ્રમમાં નવો દાખલ થનાર વિદ્યાર્થી આશ્રમની ગાયોને ચારવા માટે જંગલમાં લઈ જતો, આશ્રમનાં વૃક્ષોને પાણી પાતો, ગુરુના હવિ માટે સમિધ માગી લાવતો અને જીવનનાં આવાં-તેવાં કાર્યોમાં પલોટાયા પછી જ રીતસરની વિદ્યા ભણવી શરૂ કરતો.

આખા ય ગુરુકુળમાં ગરીબ-તવંગર સૌ વિદ્યાર્થીઓનું સ્થાન એક સરખું જ હતું, અને મોટા મોટા રાજકુમારો પણ

ગુરુકુળને માટે લાકડાં કાપવામાં અથવા તો ગુરુ માટે વાસીદું કાઢવામાં હીણપત માનતા ન હતા. દ્રોણગુરુને પોતાનો આશ્રમ તો ન હતો; તેમ જ રાજકુમારો સિવાય બીજાને માટે દ્રોણની શાળાનાં દ્વાર બંધ હતાં. છતાં ય પાંડવોને તેમ કૌરવોને દ્રોણની સેવાની તાલીમ તો મળી હતી.



કુમારોની પરીક્ષાનો વખત નજીક આવતો હતો. કુમારોએ દ્રોણાચાર્ય પાસેથી કેવી કેવી વિદ્યાઓ મેળવી છે તે હસ્તિનાપુરની સમગ્ર પ્રજા જુએ એવો ભીષ્મનો મનોરથ હતો; અને તેટલા માટે એક આલેશાન મંડપ ઊભો કરી આખી ય જનતાની સમક્ષ કુમારોની પરીક્ષા કરવાનો વિચાર ચાલી રહ્યો હતો.

દરમ્યાન દ્રોણાચાર્યે પોતાના સંતોષને અર્થે શિષ્યોની તપાસ કરવાનો નિશ્ચય કર્યો. એક વખત બધા અસ્ત્રશાળામાં વખતસર હાજર થયા એટલે આચાર્યે અચાનક જાહેર કર્યું: "આજે હું તમારી પરીક્ષા કરવાનો છું."

રાજકુમારો તૈયાર થયા અને પોતાનાં સાધનો લઈને બહાર મેદાનમાં આવ્યા. મેદાનમાં દૂર એક ઝાડ પર ધોળા રંગનું એક બનાવટી પક્ષી ગોઠવ્યું હતું, અને લાલ રંગના બે રત્નોથી તેની આંખો બનાવી હતી.

આચાર્યે કુમારોને જણાવ્યું: "પેલા દૂરના ઝાડ પર મેં જે પક્ષી ગોઠવ્યું છે તેની આંખોને તમારે વીંધવાની છે."

કુમારો તૈયાર થયા, તેમના હાથ તૈયાર થયા, તેમની આંખ તૈયાર થઈ, તેમનાં ધનુષ્યો તૈયાર થયાં, તેમનાં તીરો તૈયાર થયાં.

આચાર્ય બોલ્યા: "કુમાર યુધિષ્ઠિર, પહેલો તમારો વારો. જુઓ આ હું ઊભો છું, સામે ભૂરું આકાશ પડયું છે, પેલું રહ્યું ઝાડ અને તેના પર પક્ષી છે. તમે આ સર્વને જુઓ છો?"

યુધિષ્ઠિર ઊભા થયા, ધનુષ્ય બાણુ હાથમાં લીધાં અને પક્ષીની સામે નજર કરતા બોલ્યા: "ગુરુ મહારાજ, હું તમને ય જોઉં છું, ભૂરા આકાશને ય જોઉં છું, દૂરના ઝાડને ય દેખું છું અને ભાસ પક્ષીને ય દેખું છું."

યુધિષ્ઠિરના આ જવાબથી દ્રોણુ ખિન્ન થયા અને બોલ્યા: "તમે બેસી જાઓ."

પછી વારો આવ્યો દુર્યોધનનો. "દુર્યોધન કુમાર, જુઓ આ હું ઊભો છું, સામે ભૂરું આકાશ પડયું છે, પેલું ઝાડ રહ્યું અને તેના ઉપર પક્ષી છે. તમે આ સર્વને જુઓ છો?"

દુર્યોધને હાથમાં ધનુષ્ય બાણ લેતાં જવાબ વાળ્યો: "ગુરુદેવ, હું આ બધા ભાઈઓને દેખું છું, તમને દેખું છું, ભૂરા આકાશને દેખું છું, ઝાડને દેખું છું, અને તેના પર રહેલા પક્ષીના ધોળા શરીરને ય દેખું છું."

દ્રોણે હાથ પછાંડતાં કહ્યું: "બેસી જાઓ."

પછી ભીમસેન ઊભો થયો અને આચાર્યના પ્રશ્નના જવાબમાં બોલ્યો: "ગુરુજી, હું તમને સૌને દેખું છું, આકાશને પણ દેખું છું, આકાશમાં મોટાંમોટાં વાદળાં તરે છે તેમને ય દેખું છું, ઝાડના કોતરમાં પેલો બિલાડો ફરે છે તેને ય દેખું છું અને ઝાડ પર તમે ધોળું ધોળું કંઈક ગોઠવ્યું છે તેને ય દેખું છું."

દ્રોણ નિરુત્તર થયા અને ભીમને બેસાડી દીધો. ગુરુ ઘણા કુમારો કને ફરી વળ્યા પણ કોઈના ઉત્તરથી તેમને સંતોષ ન થયો.

એટલે છેવટ અર્જુન તરફ વળ્યા: "બેટા અર્જુન, હવે તારો વારો છે. તારા પર મારી સર્વ આશા છે. આ સૌને મારે પરાણે વિદ્યા શિખવવી પડે છે; ત્યારે તું તો વિદ્યાનો ભૂખ્યો થઈને રોજ મને શોધતો આવે છે. ઊઠ, તૈયાર થા. જો આ હું ઊભો છું, સામે ભૂરું આકાશ પડ્યું છે, દૂર પેલું ઝાડ છે અને તેના પર પક્ષી છે. તું આ સર્વને જુએ છે?"

દ્રોણ હજી તો વાક્ય પૂરું કરે છે ત્યાં અર્જુન બોલી ઊઠ્યો: "ગુરુદેવ, હું તમને ય દેખતો નથી, આકાશને ય દેખતો નથી, ઝાડને ય દેખતો નથી, માત્ર એક પક્ષીને દેખું છું. બાણ છોડવાની આજ્ઞા આપો."

"બેટા અર્જુન," દ્રોણુ બોલ્યા: "અમને કોઈ ને દેખતો નથી? એકલા પક્ષીને જ દેખે છે?"

"મહારાજ, હવે તો આખા પક્ષીને ય દેખતો નથી, માત્ર તેનું માથું જ દેખું છું," તરત જ અર્જુને જવાબ વાળ્યો. અને દ્રોણુ કાંઈ બોલવા જાય ત્યાં તો ફરી બોલી ઊઠ્યો: "મહારાજ, હવે તો પક્ષીનું માથું ય નથી દેખતો; માત્ર બે રાતા તારા જગજગે છે તેને જ દેખું છું."

"બેટા, એને જ વીંધ."

દ્રોણુના શબ્દો હોઠ બહાર પડ્યા ત્યાં અર્જુનનું બાણુ સનનન કરતું છૂટ્યું અને ભાસ પક્ષીની આંખમાં ચોંટ્યું.

"શાબાશ, બેટા શાબાશ! તું મારો સાચો શિષ્ય છે. તારા પર હું આજે પ્રસન્ન થયો છું. બેટા, આ શસ્ત્રવિદ્યામાં મારો કોઈ શિષ્ય તારાથી ચડિયાતો નહિ થાય એવું મારું તને વરદાન છે."

દ્રોણાચાર્યે અર્જુનને બાથમાં લીધો અને તેનું માથું સૂંઘ્યું. ચારે ભાઈઓ અર્જુન ફરતા વીંટળાઈ વળ્યા, અને કૌરવો બધા એક ખૂણામાં એકઠા થઈને ગુસપુસ કરવા લાગ્યા.



## અભ્યાસરેખા

(૧) દ્રોણુને ગુરુ તરીકે સ્થાપવા કોણે વિચાર કર્યો? શા ઉપરથી વિચાર કર્યો?
(૨) શિષ્યોની પરીક્ષા લેવા માટે દ્રોણગુરુએ શી યુક્તિ કરી?
(૩) ગુરુએ યુધિષ્ઠિર, દુર્યોધન અને ભીમસેનને પક્ષી વીંધવા શા માટે ના કહી?

(૪) અર્જુનને શા માટે રજા આપી ? ક્યારે રજા આપી ?

(૫) દ્રોણે અર્જુનને શું વરદાન આપ્યું ? તેણે અર્જુનનું માથું કેમ સૂંઘ્યું હશે ?

(૬) દ્રોણના બધા શિષ્યોમાં સૌથી વધારે ઠોઠ કોને ગણો છો ? શી રીતે ?

(૭) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરો :

(૧) તાલીમ આપવી

(૨) ખિન્ન થવું

(૩) ગુસપુસ કરવું

(૮) વિદ્યા શીખવામાં કયો એક મુખ્ય ગુણ જરૂરી છે? એક જ શબ્દમાં કહો.

卐

# કાચબો કાચબી

| | | |
|---|---|---|
| માવો | ઇતબાર | પોણી |
| અટક | ખુડથલ | બેલી |
| કરતાર | લીહ | હાંસી |
| પરતીતિ | કરુણા | મલાર |

કાચબો કહે છે કાચબીને તું રાખની ધારણ ધીર,
આપણને ઉગારશે, વ્હાલો જુગતે શું જદુવીર;
ચિંતા મેલી શરણે આવો રે, મરવા તુંને નહિ દિયે માવો રે–૧

વારતી'તી તે સમે તેં શા વાસ્તે, મારું કંથ ન માન્યું કે'ણ,
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચા ઢાળો નેણ;
પ્રભુ તારો ન આવીયો પ્રાણી! રે, માથે આવી મોતનિશાની રે–૨

અબળાને ઇતબાર ન આવે, કોટિ કરોને ઉપાય,
કહ્યું ન માને કોઈનું રે, એ તો ગાયું પોતાને ગાય;
એવી વિશ્વાસવો'ણી રે, પ્રથમ તો મત્યની પોણી રે–૩

કાચબી કહે ક્યાં છે તારો, રાખણહારો રામ,
હરિ નથી કે ના હાથમાં રે, તમે શું બોલો છો સ્યામ;
મરવા ટાણે મતિ મુઝાણી રે, તૂટ્યા પછી ઝાલવું તાણી રે–૪

ત્રિકમજી ત્રયલોકમાં મારે, તારો છે ઇતબાર,
અટક પડી હરિ આવજો, મારી આતમના ઉદ્ધાર;
છોગાળા વાત છે છેલી રે, થાજો ભુડથલના બેલી રે-૫

કાચબી કહે છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ,
ચોયદિશેથી સળગી ગયું, તેમાં ઓરીને વીચો વીચ;
જેનો વિશ્વાસ છે તારે રે, તેનો ઇતબાર નહિ મારે રે-૬

બળતી હોઉં તો બેસની મારી, પીઠ પર રાખું પ્રાણ,
નિંદા કરો છો નાથની રે એ તો, મારો છો મુને બાણ;
વા'લો મારો આવશે વા'રૂ રે; ઓર્યામાં ઉગારવા સારું રે-૭

કાચબી કહે કરતાર ન આવ્યો, આપણો આવ્યો અંત,
પ્રાણ ગયા પછી પોંચશે રે, તમે શું બાંધો મર! તંત;
આમાંથી જો ઊગરિયે રે, તો બા'રો કદી પગ ન ભરિયે રે-૮

વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર,
લીહ લોપાશે લોકમાં રે, બીજી વાંસે કેની વા'ર;
હરિ મારી હાંસી થાશે રે, પ્રભુ પરતીતિ જાશે રે-૯

કેશવજીને કરુણા આવી, મોકલ્યા મેઘ મલાર,
આધરણમાંથી ઉગારિયો, આવી કાચબાને કર્તાર;
ભોજલ ભરોંસો આવશે જેને રે, ત્રિકમજી તારશે તેને રે-૧૦

卐

## અભ્યાસરેખા

(૧) કાચબો કોની સ્તુતિ કરે છે? શા માટે?

(૨) કાચબી કાચબાને શા માટે ઠપકો આપે છે?

(૩) ઈશ્વરની નિંદા કાચબો સહન કરી નથી શકતો એમ તમે શા ઉપરથી કહી શકો?

(૪) ઈશ્વર માટે જે શબ્દો કવિએ વાપર્યા હોય તે શોધી લખો.

(૫) કાચબા કાચબીની વાતચીત તમારી ભાષામાં લખો.

(૬) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરો:

(૧) ઇતબાર આવવો

(૨) પોતાનું ગાયું ગાવું

(૭) કાચબા કાચબીના પ્રસંગ જેવો બીજો કોઈ ઈશ્વરકૃપાનો બનાવ જાણતા હો તો કહો.



[૫]

# મકનો હાથી

## ભાગ ૧ લો

| | |
|---|---|
| ઊમટવું | ગભાણુ |
| હડફટ | ધમાચકડી |
| આખરી વેળા | ઉકેલ |

એક હતા રાજા. એમનું નામ લાખાજીરાજ. એમને હાથીનો બહુ શોખ. મ્હૈસુર અને લંકા સુધી માણુસો મોકલી સારા સારા હાથી ખરીદી મંગાવે. આમ સો જેટલા હાથી હાથીખાનામાં ઝૂલતા થઈ ગયા.

દૂર દૂરના ગામડાના લોકો હાથી જોવા આવે અને નાળીએર આપે. દરોડાએ તે આખો દેશ ઊમટે અને શણુગારેલા હાથીઓની લાંબીલચ સવારી જોતાં ધરાય નહિ.

સવારીમાં સૌથી છેલ્લો હાથી તે જ મકનો હાથી. રાજા પોતે સોનાની અંબાડીમાં તેના પર બેસે. મકનાનો ભપકો કાંઈ ઓર જ! તે એવો તો રૂપાળો લાગે કે જાણે ઇંદ્રનો ઐરાવત હાથી.

રાજાને કાંઈ મકના પર પ્રેમ! દરેક અઠવાડીએ તે હાથીખાનામાં જાય અને મકનાની ખબર પૂછે; હાથી પાસે જાય ને તેને પંપાળે.

ભલા રાજા પૂછે: "કેમ મકના, મઝામાં છો ને!" મકનો પણ સૂંઢ ઊંચીનીચી કરી આંખોના પલકારાથી જાણે વાતો કરતો હોય તેવો દેખાય. બન્નેનાં હેત માય નહિ.

મકનાના માવતનું નામ માવો. માવો કાંઈ મકનાની ચાકરી કરે! નવડાવે, ખવરાવે અને સૂવાને માટે ઘાસની પથારીયે કરી આપે. માવો ખરો ચાકર હતો.

માવાને એક દીકરો હતો. તેનું નામ રૈયો. રૈયો રોજ બાપા સાથે જાય અને મકનાની ચાકરી કરે. રૈયાને પણ ચાકરી કરવાનો ભારે શોખ હતો.

પછી તો મકનાંને ને રૈયાને ખરી દોસ્તી થઈ ગઈ. માવો બે દિવસ બહારગામ જાય તો રૈયો મકનાની સંભાળ લે.

રાજાજી રોજ મકના માટે પચીસ લાડુ મોકલે. માવો પચીસે લાડુ મકના આગળ ધરી દે. મકનો કાંઈ એકલપેટો નહોતો. બાવીસ લાડુ પોતે ખાય, અને ત્રણ માવાને આપે. રૈયો જોડે હોય તો એક એનેય આપે. આમ ઘણા દિવસ ચાલ્યું.

મરણ નજીક આવ્યું અને માવાની બુદ્ધિ બગડી. લાડુ દાઢે વળગ્યા ને ચોરી કરવાનું મન થયું. હવે માવો રોજ પાંચ લાડુ ચોરવા લાગ્યો. હાથી આગળ વીસ જ લાડુ મૂકે. પણ હાથી તો તેને વીસમાંથી યે ત્રણ લાડુ આપે.

થોડા દિવસ પછી હાથીને ખાતરી થઈ કે માવો ચોરી કરે છે, માવો ચોર છે. 'બસ મારે માવો માવત ના જોઈએ.' મકને મનમાં નક્કી કર્યું.

ઉનાળાનો દિવસ છે. ધોમ ધખ્યા કરે છે. મકનો ઝૂલી રહ્યો છે. પાસે જ પથ્થરના ઓટલા પર માવો એક ટૂંકી ખાટલીમાં સૂતો છે. ભર ઊંઘમાં છે. તેની હાથેક લાંબી ચોટલી પવનથી આમતેમ ઊડી રહી છે.

મકને વિચાર કર્યો: આજે જ મારે માવાને શિક્ષા કરવી, માવાને મારવો. મકને ધીમેથી સૂંઢ લાંબી કરી. બરાબર તે માવાની ચોટલીએ પહોંચી. ઝડપ દઈને ચોટલી પકડીને માર્યો આચકો. ત્યાં તો માવાભાઈ પડ્યા હાથીના પગમાં. આંખો ઉઘાડવા જાય છે, ત્યાં તો મકનાનો પગ ધબ દઈને માવાની છાતી પર પડયો. કચડડડ! માવાની છાતીના ભૂકેભૂકા થઈ ગયા. માવાભાઈ રામશરણ થયા. મસ્ત એકાદ પળ શાંત રહ્યો, અને પછી મંડ્યો કીકીઆરી દેવા. મંડ્યો સૂંઢ વીંઝવા. ચડ્યો એ તો તોફાને. સાંકળો બધી તડાતડ તોડી નાખી. ગભાણ ભાંગી નાખી. લોઢાના મોટા ખીલા કાઢી નાખ્યા. નીકળ્યો એ તો હાથીખાના બહાર.

'મસ્ત ગાંડો થયો, મસ્ત ગાંડો થયો' એવી કીકીઆરીઓ શહેરમાં આ છેડેથી પેલે છેડે પહોંચી ગઈ. લોકો હતા ત્યાંથી જીવ લઈને નાઠા. પેસી ગયાં જ્યાં ત્યાં, ગમે તેના ઘરમાં. ઢેડનાં ઘરે ય વાણીઆ-બ્રાહ્મણથી ભરાઈ ગયાં.

મકનો પણ ખરેખરો ગાંડો બન્યો. ઘણાં ઝાડ તોડી પાડ્યાં. અનેક નાનાં છાપરાં ભોંયભેગાં કરી દીધાં. ઘણાંએ માણસોને હડફટમાં સુવાડી દીધાં. એ તો આખા શહેરમાં મંડ્યો હડીઓ દેવા.

'મહારાજ, મકનો ગાંડો થઈ ગયો': હજુરીઆએ વંદન કરતાં રાજાને કહ્યું. 'હેં હેં! શું મારો મકનો ગાંડો થઈ ગયો! તને કોણે કહ્યું?' રાજાએ આતુરતાથી પૂછ્યું.

હજુરીઓ—હજુર, આપ અગાસી ઉપર પધારો, અને મસ્તનું ગાંડપણ નજરોનજર નિહાળો.

રાજા—અરે રે! મારો મકનાને આ શું થયું! હવે શો ઉપાય કરવો! તેને પકડવો ય શી રીતે!

રાજાજી આમ ચિંતા કરે છે, ત્યાં તો રાજના અમલદારો, નોકરો અને બીજા હાથીના માવતો કચેરીમાં હાજર થઈ ગયા.

અગાસીએથી રાજાજી એકદમ કચેરીમાં આવ્યા અને હુકમ કર્યો: 'મારા બહાદુર માવતો, હવે તાકીદે મકનાને કબજે કરો.'

તોપમાંથી ગોળા છૂટે તેમ સિપાઈઓ, ઘોડેસ્વારો અને માવતો હાથીની પાછળ છૂટ્યા.

આખા શહેરમાં ધમાચકડી મચી રહી. આખરે સાંઝ પડવા આવી, અને મકનો શહેર બહારના મોટા ચોગાનમાં આવી ઊભો. કોની મગદૂર છે કે તેની પાસે જઈ શકે?

કેટલા ય સિપાઈઓને ચત્તાપાટ સુવાડી દીધેલા, અનેક ઘોડેસ્વારોને ઉછાળીને ફેંકી દીધેલા; કેટલા ય માવતોને ધૂળમાં રગદોળી દીધેલા. હવે કોઈ પણ હાથી સામે ચાલવાની હિમ્મત કરી શકતું નથી.

રાજાજી—પ્રધાનજી, હવે શું કરીશું? તમને કાંઈ રસ્તો સૂઝે છે?

પ્રધાનજી—મહારાજ, હું એ જ વિચારમાં છું. મકનો જરા ધીરો પડયો છે ખરો, છતાં કોઈ પણ તેની પાસે જવાની હામ ભીડતો નથી.

રાજાજી—ત્યારે તમારા બાપુને બોલાવો, તે વૃદ્ધ છે. કાંઈક રસ્તો બતાવશે ખરા. એમણે ઘણીએ વખત આવી આખરી વેળાના ઉકેલ કાઢ્યા છે.

આમ વાતચીત ચાલે છે, ત્યાં તો મોટું પાઘડું માથા પર, ઠેઠ ઢીંચણ સુધી પહોંચતી બાંયનું અંગરખું, પાયજામો અને ઉપર બાંધેલી ભેટ, હાથમાં જાડો નેતરનો રૂપેરી મૂઠનો ધોકો એવા જગડુશાએ આવી રાજાનો મુજરો લીધો.

રાજાજી—ઓહો ? આવો કાકા, આવો. હું હમણાં જ તમને બોલાવવાનો હતો. પણ ભલું થયું કે એમને એમ જ આવી ગયા.

જગડુશા—બાપુ, કેમ ન આવીએ ? આવવું જ જોઈએ ને ? એ તો જાણે કે ઠીક. પણ બાપુ, આ મકને તો કાળો કે'ર કરી નાખ્યો. હવે તો તે પકડાયો ને ?



## અભ્યાસરેખા

(૧) મકના હાથીએ માવાને શા માટે મારી નાખ્યો ? શી રીતે માર્યો ?

(૨) માવાની બુદ્ધિ બગડી એમ તમે શાથી કહી શકો ? એની બુદ્ધિ કેમ બગડી હશે ?

(૩) રાજાએ જગડુશાને બોલાવવાનો શા માટે વિચાર કર્યો હશે ? તેમણે આવીને શું કર્યું ?

(૪) શોધી કાઢો :

નીચેનાં વાક્યો ક્યારે અને શા માટે વપરાયાં હશે ?

(૧) ઢેડના ઘરે ય વાણીઆ-બ્રાહ્મણથી ભરાઈ ગયા.

(૨) એમણે ઘણીએ વખત આવી આખરી વેળાએ ઉકેલ કાઢયા છે.

(૫) નીચેના શબ્દપ્રયોગો વાકયમાં વાપરો :—

(૧) રામશરણુ થવું

(૨) ધૂળમાં રગદોળવું

(૩) કાળો કેર કરી નાખવો

(૪) દાઢે વળગવું



# [૬]

# મકનો હાથી

## ભાગ ૨ જો

| | |
|---|---|
| પાણીદાર | નમેરો |
| આંધળીઆ | છટા |
| કોડ | અલોપ |

રાજા—ના રે ના, અમે તો બધા ઉપાય અજમાવી જોયા પણ કેમેય તે પકડાતો નથી. હવે તમે જ કાંઈક રસ્તો બતાવો. આટલા સારુ જ તમને બોલાવવાના હતા.

જગડુશા—પણ આપણી પાસે આટલા બધા માવત છે ને? શું કરે છે એ બધા?

રાજા—એ બધા નકામા થઈ ગયા છે. માવતોને તો ભાળે છે ને મકનો વધારે ગાંડો થઈને તેમને મારવા દોડે છે.

જગડુશા—અત્ તારું ભલું થાય! ભલા આ તે શું કહેવાય! મને તો આમાં કંઈક ભેદ જણાય છે. (જરા વિચાર કરીને) મહારાજ, માવાની વહુને બોલાવીએ તો આ સંકટનો ઝટ ઉકેલ આવે.

થોડી જ વારમાં સિપાઈએ માવાની વહુને કચેરીમાં હાજર કરી.

જગડુશા—વહુ, બેટા, તમારે શું છોકરા છે વારૂ?

'ભગવાનનો આપેલ એક જ દીકરો છે, બાપજી'. વહુએ શરમાતાં કહ્યું.

'ઠીક, બહુ સારું. પણ તે કેટલા વર્ષનો છે?' જગડુશાએ પૂછ્યું. 'દશેક વર્ષનો હશે' વહુએ જવાબ આપ્યો.

'ત્યારે તમે તેને અહીં બોલાવો, અમારે તેનું કામ છે'

'તે મારી સાથે જ આવ્યો છે, પણ રાજના માણસોએ તેને કચેરીમાં આવવા ન દીધો તેથી દરવાજે બેઠો છે, બાપજી'. વહુ બોલી પછી થોડી વારમાં રૈયો પણ કચેરીમાં આવી તેની બા પાસે બેઠો.

છોકરો નાનો પણ પાણીદાર હતો. બોલવામાં છટા હતી. આંખમાં તેજ હતું. જગડુશા તેને જોઈને રાજી થઈ ગયા.

જગડુશા—અલ્યા રૈયા, તારો મકનો તો કેમેય પકડાતો નથી. એણે તો ભારે તોફાન કરી મૂક્યું છે. તું કાંઈ કરી શકે ખરો કે?

રૈયો—હા હા! એમાં તે શી મોટી વાત છે? જરૂર હું પકડી શકીશ. એ તો મારો દોસ્ત છે.

બા—અરે જોજે બેટા, રખે એ મકના પાસે જતો! એણે તો આપણને રઝળતાં કરી મૂકયાં છે. તારા બાપુનું મુડદું તો હાથીખાનામાં જ પડ્યું છે. શું તું એ ભૂલી ગયો? બેટા, તારા બાપ તો ગયા. તારે પણ એ જ રસ્તે જવું છે કે શું? મકનો તો નમેરો થયો છે. ના બેટા, નથી જવું એની પાસે.

રૈયા—બા, તું ફીકર ન કરીશ, મકનો તો મારો દોસ્ત છે. મને એ નહિ મારે. અને મારવા આવે તો જોયું છે આ મારું અંકુશ? એવું તો વીંઝીને મારું કે ચીસ પાડીને નાસે, સમજી બા? શું કામ ડરે છે? પણ બા, મકનો મારો દોસ્ત છે. મને કાંઈ એ મારે?

જગડુશા—શાબાશ, રૈયા, તું બહાદુર છે. થા તૈયાર ત્યારે.

વહુ—અરે બાપજી, મારો ઘરનો દીવો આમ કરતાં હોલવાઈ જશે તો હું શું કરીશ? એ હાથીનો મને જરાય વિશ્વાસ નથી.

રાજા–બાઈ, બહેન, તું ફીકર ન કરીશ. સૌ સારાં વાનાં થશે.

પછી બધાં ચોગાન તરફ ગયાં. હાથી બરાબર ચોગાનની વચ્ચે ઊભો છે. સૂંઢને આમતેમ વીંઝી રહ્યો છે, પગ પછાડી રહ્યો છે, અને કાન ફાડી નાખે તેવી ચીસો પાડી રહ્યો છે.

શહેરના લોકોએ જાણ્યું કે રૈયે હાથીને પકડવાનું માથે લીધું છે. નાનાં મોટાં સૌ રૈયાનું શું થાય છે, તે જોવાને ઊપડ્યાં. ચોગાનની ચારેય બાજુએ માણસોની ઠઠ જામી.

રાજા અને બીજા અમલદારો બાજુની ધર્મશાળાની અગાસીમાં બેઠા. ભાલાવાળા ઘોડેસ્વારો હાથી ફરતા ફરફર ફરી વળ્યા. ત્યાં તો હાથમાં અંકુશ લઈને એક નાનો છોકરો મેદાનમાં નીકળી પડયો.

બધાં કહે: એ પેલો જાય તે જ રૈયો. શાબાશ છે તેને! ભારે હિંમતવાળો છોકરો! જોયું ને? નાનકડો છે પણ કેવો બહાદુર દેખાય છે?

કેટલાક કહે: ખરેખર રૈયો છે તો બહાદુર પણ રાજાને આ ન શોભે. બિચારા છોકરાનું શું ગજું? ત્યાં ક્યાં ગિલ્લીદંડા રમવાના હતા? નકામો બાપડો વગર મોતે મરશે!

વળી કોઈ કહે: એની બા કેવી બેવકૂફ? નકામો એને કાળના મોંઢામાં ધકેલે છે! ત્યાં તો બાજુમાંથી અવાજ આવ્યો: તમે ચિંતા ન કરશો. જૂના કારભારી કાંઈ આંધળીઆ કરાવે તેવા નથી. બધું વિચારીને કરતા હશે.

આમ વાતો ચાલે છે, ત્યાં તો રૈયો પહોંચ્યો ઠેઠ હાથી પાસે. માત્ર પચાસેક ફૂટનું છેટું રહ્યું.

રૈયાને જરાયે બી'ક નહોતી. એને તો દોસ્ત મકનાને ભેટવાના કોડ હતા.

જેમ જેમ રૈયો હાથી નજીક જતો હતો તેમ તેમ લોકોનાં અંતર વલોવાઈ જતાં હતાં. સૌને મનમાં હતું કે એ હમણાં રૈયાને પકડીને ઝીકી નાખશે. હમણાં તેના શરીરના ભૂકેભૂકા ઊડી જશે. હમણાં જ એની બા બિચારી લખી દીકરા વિનાની થઈ જશે.

ત્યાં તો રૈયો પહોંચ્યો ઠેઠ હાથીની સૂંઢ આગળ. હાથીએ રૈયા સામું જેયું અને સૂંઢ ઊંચી કરી.

'ઓ પ્રભુ, બચાવજે એ નાના બહાદુર રૈયાને' એવી ચારેય તરફથી બૂમો પડી. 'ઓ ભગવાન, ઓ પ્રભુ!' રાજાને થઈ ગયું કે માળું લારે ખરાબ થયું. "આ તો કાળી ટીલી બેસશે કે શું? હે પ્રભુ! લાજ રાખજે મારા નાથ." રાજાની આંખમાંથી બોર જેવડાં બે આંસુ નીકળી પડ્યાં. લખી મનમાં

બબડી: ઓ મકના! તું ગણપતિનો અવતાર છું. મારા લાડકવાયાને મારીશ મા, બાપુ."

આમ ચારે ય બાજુની મેદની શોકાતુર છે. બધું ય શાન્ત દેખાય છે ત્યાં તો હાથીએ ઝડપ દઈને રૈયાને કમરથી પકડી લીધો.

બધાંને વીજળીને ઝટકો લાગે તેમ છાતીમાં આચકો લાગી ગયો. 'અરે હાય? અરે? અરે?' મનમાં બોલાઈ ગયું.

રૈયાને પકડીને મકને પોતાની ખાંધ પર બેસાડી દીધો. મકનાનું ગાંડપણ અલોપ થઈ ગયું.

'ભાઈ, મકના? ચાલો આપણે ઘેર.' બીજા હાથે પંપાળતો રૈયો બોલ્યો, પીઠ થાબડવા લાગ્યો.

ત્યાં તો ચારે ય બાજુ કીકીઆરીઓ થઈ: "શાબાશ રૈયા! ધન્ય છે તારી માતાને!"

લખી તો રાજી રાજી થઈ ગઈ. આનંદનાં આંસુથી અડધી ભિંજાઈ ગઈ.

રાજા—લખી! તું આજથી મારી બહેન, મારા મકનાનો માવત આજથી તારો રૈયો.

રૈયાને લઈને મકનો સીધો હાથીખાનામાં ગયો. નાનો રૈયો હવે મકનાનો માવત બન્યો.



## અભ્યાસરેખા

(૧) જગડુશાએ રૈયાને શા માટે તૈયાર કર્યો હશે? તેની માતા શા માટે ના પાડતી હશે?

(૨) રૈયાને મકનાએ શા માટે માર્યો નહિ?

( ૩ ) રૈયાને તૈયાર કરવા બાબતમાં લોકો કેવી વાતો કરતા હતા ?

( ૪ ) લખી મકનાને 'નમેરો' શા માટે કહેતી હતી ? લખીનું કહેવું શું વ્યાજબી છે ? શા માટે ?

( ૫ ) લખી મકનાને 'ગણપતિનો અવતાર' શા માટે કહે છે ?

( ૬ ) શોધી કાઢો :

નીચેનાં વાક્યો ક્યારે અને શા માટે વપરાય છે ?

( ૧ ) ત્યાં ક્યાં ગિલ્લીદંડા રમવાના હતા ?

( ૨ ) રાજાની આંખમાંથી બોર જેવડાં આંસુ નીકળી પડ્યાં.

( ૭ ) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરી બતાવો:

( ૧ ) દીવો હોલવાઈ જવો

( ૨ ) આંધળીઆ કરવા

( ૩ ) કાળી ટીલી બેસવી

( ૮ ) તમે જોએલા કોઈ હાથીના ગુણદોષ બતાવો.

卐

[૭]

# મૃત્યુ

| | |
|---|---|
| અમીરી | અસ્તિત્વ |
| યુગલ | સાથી |
| અનંતત્વ | લીલા |

( ઝૂલણા )

મૃત્યુ નહીં હોય તો માનવી જગતમાં;
કેમ જાણે જીવનની અમીરી ?
મૃત્યુ વિણું કેમ સમજી શકે માનવી,
જીવનભરની જગતની ફકીરી ?
જન્મ જેનો થયો મૃત્યુ પણ તેહવું,
મૃત્યુ વિણુ જન્મ પણ હોય કયાંથી ?
જગતનું સર્વ અસ્તિત્વ અટકી પડે,
જો રમે ત્યાં ન એ યુગલ સાથી.
તો પછી મૃત્યુથી હોય ડરવું કશું ?
મૃત્યુ છે જીવનનો અંત મીઠો.
દેહધારી જીવે દેહમાં રહી કદી,
નહિ અનંતત્વનો પંથ દીઠો !
છે ઉષા દિવ્ય સૌંદર્યભર દીપતી,
તો ન સંધ્યા કમી તેથી લાગે;
જીવનની છે લીલા જન્મ ને મૃત્યુમાં,
માનવી મૃત્યુથી શીદ ભાગે ?

卐

## અભ્યાસરેખા

(૧) જગતમાં 'મૃત્યુ' નહિ હોય તો શા ગેરલાભ થાય ?

(૨) મૃત્યુ વિનાનો માણસ કયો લાભ ગુમાવે છે ?

(૩) મનુષ્યો મૃત્યુથી શા માટે ડરતા હશે ? એ ડર ખોટો છે એમ શી રીતે કહી શકાય ?

(૪) કવિ મૃત્યુને જીવનનો 'મીઠો અન્ત' કેમ કહે છે ?

(૫) 'ઉષા' અને 'સંધ્યા' એ બે શબ્દોથી કવિ શું બતાવે છે ?



[ ૮ ]

# જગડુશાહ

## ભાગ ૧ લો

| સાહસિક | ગમ |
| --- | --- |
| વીશી | દિનાર |

કચ્છ દેશમાં ભદ્રેશ્વર ગામ. ત્યાં રહે એક શેઠ-શેઠાણી. શેઠનું નામ સોલક, શેઠાણીનું નામ લખમી. તેમને થયા ત્રણ દીકરા. એકનું નામ જગડુ, બીજાનું નામ રાજ ને ત્રીજાનું નામ પદ્મ. ત્રણે ભાઈ સાહસિક, બહાદુર ને હોશિયાર. ઉમ્મરલાયક થયા એટલે ત્રણેને સારા ઘરની કન્યાઓ પરણાવી. જગડુને યશોમતી, રાજને રાજલદે અને પદ્મને પદ્મા.

દીકરા હજી પહેલી વીશીમાં છે ત્યાં સોલક શ્રાવણ મરણ પામ્યા. ત્રણે ભાઈને ખૂબ શોક થયો. પણ શોક કર્યે શું વળે? જગડુએ ધીરજ ધરી ઘરનો બધો કારભાર ઉપાડી લીધો.

ત્રણે ભાઈમાં જગડુ ખૂબ હોશિયાર. તેનું મન ઘણું મોટું. હૈયું હેતથી છલોછલ. દાનમાં તો તેની જોડી જ નહિ. કોઈ પણ ગરીબ-ગરબું કે માગણ-ભિખારી આવ્યું તો જગડુને આંગણેથી પાછું ન જાય.

જગડુ સમજતો કે ધન તો આજ છે કાલ નથી. માટે તેનો લેવાય તેટલો લાભ લઈ લેવો. એટલે દાન દેવામાં જગડુ પાછું વાળીને જુવે નહિ.

ધન ધીમે ધીમે ઘટવા લાગ્યું. જગડુને ચિંતા થવા લાગી કે શું એવો વખત આવશે કે મારે આંગણેથી કોઈને ખાલી હાથે જવું પડશે ? 'હે નાથ, એવો વખત લાવીશ નહિ.'

આવી ચિંતામાં રહે છે ત્યાં એક દિવસ જગડુના ભાગ્યે જોર કર્યું. ગામની ભાગોળે તેણે એક બકરાનું ટોળું જોયું. એ ટોળામાં એક બકરીને ગળે મણિ બાંધેલો. તે ઘણો જ કીમતી; પણ ભરવાડને એની શી ગમ હોય ? એણે તો કાચ માનીને બકરીની ડોકે બાંધેલો.

જગડુએ વિચાર્યું કે આ મણિ મળે તો જગતમાં ધાર્યું કામ થાય. માટે લાવ આ બકરીને જ ખરીદી લઉં. તેણે થોડા પૈસા આપી એ બકરીને ખરીદી લીધી. હવે તેને ધનની ખોટ રહી નહિ.

તેણે દેશદેશાવર વેપાર કરવા માંડચો. શું જમીન પર, શું દરિયા પર; જમીન કરતાં એ જગડુશાહનો વેપાર દરિયામાં ખૂબ ચાલે. દૂર દૂરના દેશોમાં જગડુનાં વહાણ જાય ને ત્યાં માલની લેવડ-દેવડ કરી પાછાં આવે.

એક વખત જગડુશાહનો જયંસિંતહ નામે એક ગુમાસ્તો ઈરાન દેશના હોર્મઝ બંદરે ગયો. ત્યાં દરિયાકિનારે એક મોટી વખાર રાખી. તેની પાડોશની વખાર ખંભાતના એક મુસલમાન વેપારીએ લીધી.

હવે એક વખત એવું થયું કે બે વખારો વચ્ચેથી એક સુંદર પથ્થર નીકળ્યો. જયંતસિંહ કહે : એ પથ્થર મારો ને મુસલમાન વેપારી કહે : એ પથ્થર મારો. એમ કરતાં તકરાર થઈ.

મુસલમાન કહેઃ આ પથ્થર માટે હું અહીંના રાજાને હજાર દિનાર આપીશ એટલે જયંતસિંહે કહ્યુંઃ હું બે હજાર દિનાર આપીશ. ત્યારે મુસલમાન કહેઃ હું ચાર હજાર દિનાર આપીશ.

એટલે જયસિંહે કહ્યુંઃ હું એક લાખ દિનાર આપીશ.

પછી મુસલમાન કહેઃ હું બે લાખ દિનાર આપીશ; એટલે જયંતસિંહે કહ્યુંઃ હું ત્રણ લાખ દિનાર આપીશ.

મુસલમાન વેપારી ઠંડો પડી ગયો. જયંતસિંહે ત્રણ લાખ દિનાર આપી પથ્થર લઈ લીધો. પછી તેને વહાણમાં નાખી ભદ્રેશ્વર લાવ્યો.

કોઈકે જઈને જગડુને સમાચાર કહ્યા કે તમારો ગુમાસ્તો બહુ ધન કમાઈ લાવ્યો. ત્રણ લાખ દિનાર દઈને એક પથ્થર લાવ્યો !

જગડુ કહેઃ "ધન્ય છે એને કે મારી આબરૂ વધારી."

પછી ધામધુમથી જયંતસિંહને તથા તે પથ્થરને ઘેર લાવ્યા. જયંતસિંહે બધી વાત કરી અને કહ્યુંઃ આપની આબરૂની ખાતર મેં આટલા પૈસા ખર્ચ્યા છે. હવે આપને જે શિક્ષા કરવી ઘટે તે કરો.

જગડુ કહેઃ " "જયંતસિંહ ? ગાંડો થયો કે શું ? તેં તો મારી આબરૂ વધારી એટલે તને તો મારે શિરપાવ આપવો જોઈએ." એમ કહી એક કસબી પાઘડી અને મોતીની કંઠીનો શિરપાવ તેને આપ્યો.

આ પથ્થર તેણે ઘરના આંગણામાં જડ્યો. એક વખત એક જોગીબાવા ભિક્ષા લેવા આવ્યા. તેમણે આ પથ્થર જોઈને જગડુને કહ્યું: "બચ્ચા, આ પથ્થરમાં કીમતી રત્નો છે. માટે એને તોડીને લઈ લે." જગડુએ તેમ કર્યું. તેને પૈસાનો પાર રહ્યો નહિ.



## અભ્યાસરેખા

(૧) જગડુશાહ પાસે પૈસા શી રીતે ખૂટી ગયા? તેની પૈસાની મુશ્કેલી શી રીતે દૂર થઈ?

(૨) જગડુશાહનો વેપાર ક્યાં ક્યાં ચાલતો?

(૩) ગુમાસ્તા જયંતસિંહે પથ્થરની મોટી કિંમત શા માટે આપી?

(૪) પથ્થરની ખરીદી બાબત ગુમાસ્તાને શી ધાસ્તી હતી? જગડુશાહે ગુમાસ્તાની શી કદર કરી?

(૫) એ પથ્થરથી જગડુશાહને શો લાભ થયો? કેવી રીતે લાભ મળ્યો?

(૬) શોધી કાઢો:

નીચેનાં વાક્યો કોણ કહે છે? શા માટે કહે છે?

(૧) ધન તો આજ છે કાલ નથી.

(૨) મુસલમાન વેપારી આખરે ઠંડો પડી ગયો.

(૩) ધન્ય છે એને કે મારી આબરૂ વધારી.

(૭) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરો:

(૧) મન મોટું હોવું

(૨) પાછું વળીને જોવું

(૩) ખાલી હાથે જવું

(૪) ભાગ્યે જોર કરવું



[ ૯ ]

# જગડુશાહ

## ભાગ ૨ જો

| | |
|---|---|
| રિદ્ધિસિદ્ધિ | એક્કા |
| અંગત | માંડમાંડ |
| મૂડા | દિલગજો |
| સદાવ્રત | સંઘ |

બંદગી

જગડુશાહને રિદ્ધિસિદ્ધિ ખૂબ થઈ પણ પુત્ર ન થયો. એક દીકરી થઈ તે પણ પરણાવતાં જ રાંડી. આથી તેમને ખૂબ દુઃખ થયું.

પણ એ દુઃખનાં રોદણાં ન રોતાં તેમણે ધર્મનાં કાર્યો કરવા માંડયાં; અને એનાથી પોતાના આત્માને શાંત કર્યો.

એક વખત પાર દેશના પીઠદેવ રાજાએ ભદ્રેશ્વર પર ચઢાઈ કરી. ગામને ભાંગી નાંખ્યું. ઘણી માલમતા લૂંટી લીધી. પછી તે પોતાને દેશ પાછો ફર્યો. આ જોઈ જગડુશાહે ભદ્રેશ્વરનો કિલ્લો ફરીથી બાંધવા માંડ્યો.

અભિમાની પીઠદેવે આ સમાચાર સાંભળ્યા એટલે જગડુને કહેવડાવ્યું : "જો ગધેડાને શીંગડા ઊગે તો તું એ કિલ્લો કરાવી શકીશ."

જગડુશાહ કહે: "ગધેડાને શીંગડા ઉગાડીને પણ એ કિલ્લો હું કરીશ." અને તેમણે પીઠદેવની દરકાર કર્યા વગર કિલ્લો કરાવવા માંડયો. કિલ્લાની દીવાલમાં તેમણે એક ગધેડો કોતરાવ્યો ને તેને માથે બે સોનાનાં શીંગડાં મૂકયાં.

'હવે મોટા સાથે વેર થયું માટે ચેતતા રહેવું.' એમ વિચારી જગડુશાહ ગુજરાતના રાજા વિશલદેવને મળ્યા અને બધી હકીકત કહી. એક મોટું લશ્કર લઈ આવ્યા.

એ લશ્કરના સમાચાર સાંભળી પીઠદેવ ચૂપ થઈ ગયો. તેણે આવીને જગડુશાહ સાથે સલાહ કરી.

જગડુને અપાર ધન હતું; છતાં અભિમાનનો અંશ નહિ. પ્રભુપૂજા ને ગુરુભક્તિમાં પણ તે એક્કા હતા. એક વખત ગુરુએ કહ્યું કે "જગડુ, ત્રણ ત્રણ વરસના ભયંકર દુકાળ પડવાના છે માટે ધનનો થાય તેટલો સદુપયોગ કરજે."

જગડુને આટલું કહેવું જ બસ હતું. તેમણે દેશદેશના મોટા શહેરમાં અનાજના કોઠાર ભરી દીધા અને તેમાં લખ્યું:

'નિર્ધનને માટે'

મોટા મોટા ગામધણી અને રાજાઓ પોતાના અંગત ઉપયોગ માટે અનાજ ખરીદવા તેમની પાસે આવતા ત્યારે જગડુશાહ તેમને કોઠાર પાસે લઈ જતા અને ઉપરનો લેખ વંચાવતા; એટલે બહુ બહુ તો શ્રીમંતોને અનાજ ધીરવા માટે એ માંડ માંડ તૈયાર હતા; પરંતુ તેને વેચીને પૈસા કરવાનું તેમનું હૈયું ન હતું.

બરાબર તેરસો ને તેરની સાલ આવી એટલે ભયંકર દુકાળ પડ્યો. લોકો 'ધાન્ય ધાન્ય' કરતાં મરવા લાગ્યા. આ દુકાળ ત્રણ વરસ ચાલ્યો. એમાંય તેરસો ને પંદરની સંવતની સાલે તો આડો આંક વાળ્યો. 'પનરોતરા' ને નામે આ દુકાળ ઓળખાય છે.

કહેવાય છે કે એના જેવો દુકાળ ત્યાર પછી કોઈ વખત પડ્યો નથી. પાવલીના તેર ચણા મળતા એવી તો તે વખતે મોંઘવારી! છોકરાં શેકીને ખાવાના દાખલા એ જ વખતે બનેલાં.

આવા ભયંકર દુકાળમાંથી બચાવવાને જગડુશાહે દેશ દેશના રાજાઓને અનાજ ધીર્યાં. કોઈને બારહજાર મૂડા તો કોઈને બત્રીસ હજાર મૂડા. એ પ્રમાણે નવ લાખને નવાણું હજાર મૂડા અનાજ જગડુશાહે રાજા રજવાડાઓને ધીર્યું.

પણ દિલાવરનો દિલગજો કાંઈ એટલેથી જ અટકે? એણે એકસો ને બાર તો સદાવ્રતશાળાઓ માંડી. ત્યાં હમેશાં પાંચ લાખ માણસ ભોજન કરતાં. આ વખતે તેણે છૂટે હાથે એટલું દાન કર્યું કે લોકો તેને કુબેર કહેવા લાગ્યા. જગડુશાહની આ ઉદારતાએ આખા જૈન ધર્મને દીપાવ્યો. લોકો જાણતા થયા કે 'જૈન' એટલે 'જગત ભરની દયા પાળનાર.'

તેમણે ત્રણ વખત મોટા સંઘ કાઢી પવિત્ર તીર્થ શત્રુંજયની યાત્રાઓ કરી. ભદ્રેશ્વરનું મોટું દેરું બંધાવ્યું. બીજાં પણ નાનાં મોટાં ઘણાં દેરાં બંધાવ્યાં. કહેવાય છે કે તેમણે કુલ એકસો ને આઠ દેરાં બંધાવ્યાં છે.

આ ઉપરાંત તેમણે ભદ્રેશ્વરમાં ખીમલી નામની મસ્જિદ ચણાવી. તમે પૂછશો કે જગડુશાહ જેવાએ મસ્જિદ કેમ ચણાવી હશે?

કારણ એમ છે કે જગડુશાહ મોટા વેપારી હતા. તેમને ત્યાં દેશદેશના વેપારીઓ આવતા. તેમાં ઘણા મુસલમાન પણ હતા. તેમને પોતાની બંદગી કરવાની બહુ અડચણ પડતી. મહેમાનોને અડચણ પડે તો પોતાનો ગૃહસ્થધર્મ લજવાય, એટલે તેમણે એક મસ્જિદ ચણાવી જેથી તેમના બધા મુસલમાન મહેમાનો ત્યાં જતા અને ખુદાની બંદગી કરતા.

ગુજરાતના કુબેર જગડુશાહ આ પ્રમાણે ઘણાં ઘણાં કામ કરી સ્વર્ગે ગયા.

આ સમાચાર સાંભળી આખા દેશને દુઃખ થયું. રાજાઓની આંખમાંથી પણ આંસું પડ્યાં. એમના ભાઈઓએ ખૂબ શોક કરવા માંડ્યો; પણ ગુરુના ઉપદેશથી શાંત થયા.

ધન મળો તો જગડુશાહ જેવી ભાવના મળજો.



## અભ્યાસરેખા

(૧) ભદ્રેશ્વરની દીવાલમાં જ જગડુશાહે શું કોતરાવ્યું? શા માટે?

(૨) પીઠદેવને જગડુ સાથે શા માટે સલાહ કરવી પડી?

(૩) જગડુને લોકો 'કુબેર' કેમ કહેવા લાગ્યા?

(૪) દુકાળ 'પનરોતરા'ને નામે કેમ ઓળખાયો? એવો દુકાળ કોઈ વખત પડ્યો નથી એમ શા ઉપરથી કહી શકશો?

(૫) જગડુશાહે મસ્જિદ શા માટે ચણાવી હશે?

(૬) નીચેનાં વાક્યો કોણ કહે છે? શા માટે?

(૧) જો ગધેડાને શીંગડા ઊગે તો તું એ કિલ્લો કરાવી શકીશ.

(૨) 'નિર્ધનને માટે'

(૭) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) રોદણાં રોવાં

(૨) ગામ ભાંગવું

(૩) ચૂપ થઈ જવું

(૪) આડો આંક વાળવો

(૮) જગડુશાહ કયા ધર્મના હતા? એ ધર્મને દિપાવે એવાં જે કામો એમણે કર્યાં હોય તેની યાદી કરો.



[૧૦]

# ઇતિહાસની આરસી

| અક્કડ | કાળચક્ર | અવનિ |
|---|---|---|
| કિરતાર કચેરી | ગુર્જરગિરિ | આંગણું |

(લાવણી)

રાજા રાણા! અક્કડ શે'ના? વિસાત શી તમ રાજ્ય તણી?
કઈ સત્તા પર કૂદકા મારો? લાખ કોટિના ભલે ધણી.
લાખ તો મૂઠી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે,
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે.
ચક્રવર્તી મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરીએ,
સગાં દીઠાં મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ (ટેક)-૧
ક્યાં જમશેદ, ફરેદુન, ખુશરો? ક્યાં અરદેશર બાબે ગાન?
રૂસ્તમ જેવા શૂરવીર ક્યાં? નહિ તુજને મુજને તે ભાન.
ખબર નહીં યૂનાની સિકંદર, કે રૂમી સીઝર ક્યાં ગૂમ?
અવનિ કે આકાશ કહે નહિ, સારો ભવ ભર મારે બૂમ.
હશે કહીંક તો હાથ જોડી ઊભા કિરતાર કચેરીએ,
સગાં દીઠાં મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ-૨
દીઠાં અયોધ્યા, બેટ દ્વારિકા, નાથદ્વાર ને હરદ્વારી,
ઘરને આંગણુ સુરત દેખતાં છાતી ધબકે છે મારી.
ગુર્જરગિરિ સૌરાષ્ટ્ર હાલ શા? હાય? કાળના કાળા કે'ર,
દખ્ખણ દુઃખમાં દેખી શત્રુની આંખ વિષે પણ આવે ફેર.
હજી જોવી શી બાકી નિશાની રહી રે વિનાશ કેરી એ?
સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માગતાં શેરીએ-૩

卐

## અભ્યાસરેખા

(૧) શાહઆલમ કોણ? તેનાં સગાંને શા માટે ભીખ માગતાં કહ્યા છે?

(૨) રાજાઓને અને તવંગરોને કવિ શું કહેવા માગે છે?

(૩) કવિ કયા કયા મહાપુરુષોનાં નામ આપે છે? એ નામો શા માટે આપ્યાં હશે?

(૪) કવિ કયાં કયાં સ્થળો ગણાવે છે? એ ઉપરથી શું કહેવા માગે છે?

(૫) 'શત્રુની આંખ વિષે પણ આવે ફેર' એમ શા રીતે બની શકે?

(૬) લક્ષ્મી અને સત્તાને કવિ કોની સાથે સરખાવે છે? એ સરખામણી પરથી રાજાઓએ શું શીખવું જોઈએ?

(૭) આ કાવ્યમાં તમને સૌથી વધુ પસંદ પડતી પંક્તિઓ બતાવો. પસંદગીનાં કારણો આપો.



[ ૧૧ ]

# એક પત્ર

| ચીવટ | ખંતીલા | મમતા |
| --- | --- | --- |
| સિવીલિયન | અવસાન | આફત |
| અગ્રગણ્ય | મંત્રી | બહિષ્કાર |
| આઘાત | દૈનિક | તંત્રી |
| વૈરાગ્ય | જિજ્ઞાસા | તમન્ના |
| સાક્ષાત્કાર | મુખારવિંદ | અખાડો |

ચિ. ભાઈ..........,

તારા અભ્યાસમાં કાળજી રાખી આ વર્ષ તું જલદી પૂરું કરી નાખ. મેટ્રિકની પરીક્ષા તું ધારે છે એટલી બધી અઘરી તો નથી જ. જરાક વધારે ચીવટથી અભ્યાસ કરીશ તો જરૂર પાસ થઈશ અને તે બાદ તને વિલાયત વધુ અભ્યાસ કરવા મોકલીશ. હું ધારું છું કે 'અરવિંદ'ના જેવો તું પણ થા અને મારાં આશિષવચનો ફળે. તને અરવિંદ કોણ છે તે જાણવાની ઘણી ઇચ્છાઓ હશે તો આ પત્રદ્વારા તેમનું ટૂંક જીવન તને લખું છું તે અંતરમાં ઉતારજે. તેમનું જીવન તારી નસેનસમાં લોહીની સાથે વહેવડાવજે.

મહાન દેશભક્ત અરવિંદ ઘોષ કાયસ્થ જાતિના છે. તેમના પિતાનું નામ કૃષ્ણધન ઘોષ હતું. માતાનું નામ સ્વર્ણલતાદેવી

હતું. તેમનો જન્મ ઈ. સ. ૧૮૭૨ના ઓગષ્ટની ૧૫ મી તારીખે બંગાળમાં થયો હતો. પિતાજી ડૉકટર થએલા હોવાથી અને અંગ્રેજી કેળવણી પામેલા હોવાથી નવા વિચારો ધરાવતા હતા.

પણ તેમનાં માતુશ્રી જૂના વિચારોમાં ઊછરેલા હોવાથી તેમની નસેનસમાં દેશનું અભિમાન વહેતું હતું. પાંચ વરસની ઉંમરે અરવિંદને અંગ્રેજી શાળામાં મોકલેલા. ભણવામાં ઘણા ખંતીલા હોવાથી અંગ્રેજી શિક્ષકો પણ તેમના તરફ ઘણી મમતા રાખતા. બે વર્ષ બાદ તેમનાં પિતાએ તેમને તથા તેમના ભાઈ-બહેનોને વિલાયત મોકલ્યાં. વિલાયત ગયા બાદ મૅન્ચેસ્ટરની નિશાળમાં દાખલ થયા. આ વખત તેમના પિતાને સરકારી નોકરી કરાવવાની ઘણી ઉમેદ હતી એટલે લંડનની એક શાળામાં સિવીલિયનનો અભ્યાસ કરવા માટે મોકલ્યા.

સિવીલિયનની તમામ પરીક્ષાઓ પાસ કરી; અને દરેકમાં પહેલો નંબર તેમનો જ હોય. આથી અંગ્રેજ વિદ્યાર્થીઓ નાખુશ થયા અને ગમે તે પ્રકારે ઘોડેસ્વારીની પરીક્ષામાં તેમને પાસ થવા ના દીધા.

અરવિંદનું મોઢું ઊતરી ગયું. છેવટે કેમ્બ્રિજની એક કૉલેજમાં અભ્યાસ કરી તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. આ વખતે તેમના પિતાના શોકજનક અવસાનના સમાચાર વાંચી તે ઘણા જ દુઃખી થયા. પિતાના મરણથી કુટુંબ પર આફત આવી અને પોતાના ખર્ચ માટે પૈસા આવતા પણ બંધ થઈ ગયા.

આ વખતે તેમની ઉંમર વીશ વરસની હતી. આપણા ગુજરાતના અગ્રગણ્ય ગણાતા વડોદરા શહેરના મહારાજા સયાજીરાવ ગાયકવાડ આ વખતે વિલાયત આવેલા. કોઈના

કહેવાથી ગાયકવાડ સરકારે અરવિંદની વાત સાંભળી. તુરત જ અરવિંદને મળવા બોલાવી પોતાના મંત્રી તરીકે નોકરીમાં રાખી લીધા અને થોડાક દિવસો બાદ ગાયકવાડ સરકાર જ્યારે વડોદરા પધાર્યા ત્યારે તેમની સાથે તેઓ પણ આવ્યા.

વડોદરા રાજ્યનાં તમામ ખાતાંનો એક પછી એક અભ્યાસ કર્યો અને સૌથી પહેલા વડોદરા કૉલેજમાં તેઓ પ્રોફેસર તરીકે નોકરીમાં રહ્યા. નોકરીમાં રહ્યા બાદ તેઓ મૃણાલિની નામનાં એક બાઈ સાથે પરણ્યા. પોતાની જન્મભૂમિમાં ચાલતા વાતાવરણમાં તેમનું મગજ ગરક થઈ ગયું. તે વખતે સ્વદેશી અને બહિષ્કારની ચળવળ પૂર જોસમાં ચાલતી હતી. બંગાળામાં વંદેમાતરમ્ બોલવા માટે પ્રજાના હોઠને તાળાં વસાતાં. આવા ગરમ વાતાવરણમાં પણ તેમને માતૃભૂમિની સાચી સેવા કરવાનું છોડયું નહિ, અને તેટલા જ માટે વડોદરાની નોકરીનું તેમણે રાજીનામું આપ્યું. આવા વિદ્વાન પ્રોફેસર સાહેબના જવાથી વિદ્યાર્થીઓને આઘાત થયો. વિદ્યાર્થીઓએ તેમને જતી વખતે માનપત્ર આપ્યું અને તેના જવાબમાં તેમણે સ્વદેશીનો મંત્ર ફૂંકયો. વિદ્યાર્થીઓનાં કુમળાં હૃદયમાં તે મંત્રનો જપ ચાલુ રહ્યો અને હજુ પણ છે જ. વડોદરા છોડ્યા બાદ પોતે કલકત્તામાં રહેવાનું નક્કી કર્યું અને એક દૈનિક પત્રના તંત્રી બન્યા. આ વખતે તેમનું પત્ર હિન્દુસ્તાનના તેમ જ પરદેશના ઘણા ખરા મોટા શહેરોમાં પ્રસિદ્ધ પામ્યું. તેમના લેખો સરકારને ઉશ્કેરણીભર્યા લાગ્યા જેથી તેમના પર કેસ ચલાવાયો અને છ માસની જેલ પણ મળી ચૂકી.

તે બાદ સુરતમાં કોંગ્રેસ ભરાઈ અને તેમાં ઘણી તકરારો થઈ. છેવટે અરવિંદને પ્રમુખપદ આપી સ્વદેશીના અને બીજા ઠરાવો પસાર પણ થયા.

કલકત્તા ગયા બાદ મુઝફ્ફરપુરમાં બે યુરોપિયન સ્ત્રીઓનાં ખૂન થયાં. આ આરોપમાં તેઓ સપડાઈ ગયા. પોલીસો પકડવા આવ્યા. અરવિંદને હાથકડી પહેરાવી જેલમાં બેસાડી દીધા. અરવિંદ પાસે નાણું ન હતું કે પોતે વકીલ-બૅરીસ્ટર રોકી શકે. પરંતુ પ્રભુ જેનો બેલી છે તેના મદદગાર તરીકે શ્રી. દેશબંધુ દાસે-કે જેઓ બંગાળમાં સારામાં સારા વકીલ ગણાતા હતા તેમણે-એક પણ પાઈ લીધા સિવાય અરવિંદ તરફથી વકીલાત કરી અને ખૂબ મહેનત ઉઠાવી તેમને નિર્દોષ ઠરાવી છૂટા કર્યા.

આ બનાવ બન્યા બાદ તેમના જીવનમાં ઘણો ફેરફાર થઈ ગયો. તેમને વૈરાગ્ય થયો અને પછી પોતાના આત્માનું કલ્યાણ શેમાં તે શોધવાની જિજ્ઞાસા થઈ. પ્રભુનાં દર્શન કરવાની તમન્નાથી તેઓએ સાધુજીવન ગાળવા માંડ્યું.

તેમના લેખો પ્રભુભક્તિના આવવા લાગ્યા; છતાં સરકારને ડંખ ડંખ્યા કરતો હતો એટલે આવા લેખોમાં પણ તેઓ સપડાયા ને વૉરંટ નીકળ્યું. આ વાતની ખબર અરવિંદને પડી ગઈ જેથી તેઓ એકાએક કલકત્તા છોડી ગુપચુપ ફ્રેંચની રાજધાની પોંડિચેરીમાં આવી ગયા. આ બનાવ ૧૯૧૦માં બન્યો.

પોંડિચેરીમાં દિનપ્રતિદિન સાધના કરવામાં તે રોકાયા ને આખરે ઈશ્વરનો સાક્ષાત્કાર તા. ૨૪ નવેમ્બર ૧૯૨૬ ના રોજ કર્યો. હવે તો તેમનું મુખારવિંદ પણ જોવું મુશ્કેલ છે. વરસમાં ફક્ત ત્રણ જ વખત બહાર આવે છે અને દર્શન આપે છે. આપણા ગુજરાતના અખાડાના બહાદુર કાર્યકર્તા શ્રી. અંબુભાઈ પુરાણી પણ ત્યાં જ છે અને તેઓ પણ આ દિશામાં ઘણા આગળ વધી ગયા છે. ભાઈ, આ જીવન અંતરમાં ઉતારજે અને દેશને માટે અને તારા આત્માના કલ્યાણ માટે કાંઈ શીખજે.

卐

## અભ્યાસરેખા

(૧) અરવિંદ ઘોષ કોણ હતા? તેમના માતાપિતા કોણ? પત્ની કોણ?

(૨) તેમણે વિદ્યાભ્યાસ ક્યાં કર્યો? ત્યાં શી મુશ્કેલી નડી?

(૩) અરવિંદ ઘોષ ગાયકવાડ સરકારની નોકરીમાં શી રીતે રહ્યા? એ નોકરીમાં શું શું કર્યું? એ નોકરી શા માટે છોડી?

(૪) સરકારે એમને શા માટે પકડ્યા? તેમાંથી કોણે બચાવ્યા?

(૫) અરવિંદ ઘોષ પોંડિચેરી શા માટે ચાલ્યા ગયા? ત્યાં જઈને શું કર્યું? હાલ તેઓ ક્યાં છે? તેમના ભક્ત કોણ છે?

(૬) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરી અર્થ સમજાવો:

(૧) મમતા રાખવી
(૨) મોઢું ઊતરી જવું
(૩) આફત આવવી
(૪) ગરક થઈ જવું
(૫) હોઠે તાળાં વાસવાં
(૬) ડંખ ડંખવો

(૭) આ પત્રમાં અરવિંદ ઘોષનું જીવન લેખકે શા માટે આપ્યું હશે વારુ?

(૮) સયાજીરાવ ગાયકવાડ અને દેશબંધુ દાસ વિષે તમે શું શું જાણો છો?

(૯) પોંડિચેરી ફ્રેંચના હાથમાં ક્યારે આવ્યું? એ સિવાય બીજા ક્યાં સંસ્થાનો ફ્રેંચ પાસે છે?

(૧૦) 'મંત્રી' અને 'તંત્રી'ના અર્થમાં શો ફેર? બન્ને શું શું કામ કરે છે?

卐

# દુઃખ પડચે "ઓય માડી!"

| દિલાસો | કુર્નિશ | અનુમાન |
|---|---|---|
| નામવર | કારસ્તાન | ઉદ્‌ગાર |
| જહાંપનાહ | | ભાષાશાસ્ત્રી |

એક વખત અકબર પાદશાહે બીરબલને પૂછ્યું: "બીરબલ, માણસને દુઃખ પડે ત્યારે શું સાંભરે?" બીરબલે કહ્યું: "જહાંપનાહ, દુઃખ પડે ત્યારે મા સાંભરે, કારણ કે દુઃખને વખતે માના શબ્દો બહુ દિલાસો દેનારા થઈ પડે છે. મા સિવાય આ જગતમાં જીભને ટેરવે એક પણ શબ્દોનો વાસ નથી. વખત આવ્યે હું એ બાબતની ખાતરી આપ નામદારને કરાવીશ."

ઉપરની વાતને ઘણા દિવસ વહી ગયા. એક વખત કચેરી બરાબર જમાવીને અકબર બાદશાહ હાસ્ય અને વિનોદની ચર્ચા કરી રહ્યા હતા. બીરબલ, ટોડરમલ, અબુલફઝલ, ફૈજી વગેરે મહાન નરરત્નો પોતાની બુદ્ધિની ચમક બતાવી રહ્યાં હતાં. એટલામાં એક ભિખારી જેવો માણસ આવી કુર્નિશ કરી ઊભો રહ્યો અને બાદશાહને કહેવા લાગ્યો: "નામવર, હું અનેક ભાષા જાણું છું પણ મારો જન્મ કઈ ભાષામાં છે એટલે કે મારી માતૃભાષા કઈ છે એ ઓળખી આપો અને નહિ તો સવાલાખ રૂપીઆ આપો એટલે ચાલતો થાઉં."

એમ બોલી એ માણસ જુદી જુદી ભાષામાં વાતચીત કરવા લાગ્યો. ગમે તે ભાષા જાણનારને માણસને એમ જ લાગે

કે તેની માતૃભાષા એ જ છે; સંસ્કૃત જાણુતા શાસ્ત્રીઓ સાથે સંસ્કૃતમાં અને ફારસી જાણુનાર ઊભેલાઓ સાથે તે ફારસીમાં વાત કરતો. આ માણુસ કઈ રીતે હારે એ જ વાત હવે તો અકબર બાદશાહના દિલમાં ખટકવા લાગી. તેણે પેલા ભાષાશાસ્ત્રીને માનપાન આપી સારો ઉતારો આપ્યો તથા પોતાના બધા અમીર–ઉમરાવોને બોલાવીને હુકમ કર્યો કે તમે ઘણી વખત તમારી બુદ્ધિની ચમક મને બતાવી છે તો આ માણુસની માતૃભાષા ઓળખી કાઢો. મેં તેને ત્રણ માસની મુદત આપી છે. તેટલી મુદતમાં તમારે આ કામ કરવાનું છે.

બધા વિદ્વાનો ઘણાં અનુમાનો કરવા લાગ્યા તથા પરીક્ષા ખાતર પેલા શાસ્ત્રીને અનેક સવાલો જુદી જુદી ભાષામાં પૂછવા લાગ્યા, પણુ જરાયે આચકા વગર તેના તરફથી તે તે ભાષામાં બરોબર જવાબ મળતો અને તે જાણી સહુ વધારે ને વધારે મુંઝવણુમાં પડતા. માત્ર મહાચતુર બીરબલે એક ઉપાય શોધી પોતાનાં મનમાં રાખ્યો હતો. તેણે અકબર પાદશાહને કહ્યું : 'નામવર ! મેં એ માણુસની માતૃભાષા ખોળી કાઢી છે, અને તેની આપને બરાબર ખાત્રી થાય તે માટે તેનો ઉપાય પણુ શોધી કાઢ્યો છે, પરંતુ પંદરેક દિવસ પછી આપને તે કરી બતાવીશ."

પોષ મહિનાની ટાઢે બરાબર સખત રૂપ પકડ્યું એટલે બીરબલે કુંભારને ત્યાંથી ખૂબ ઠંડું પાણી જામે એવું એક સરસ માટલું મંગાવ્યું અને બાદશાહને કહ્યું: "જહાંપનાહ, આજ હું પેલા ભાષાશાસ્ત્રીની ખરી ભાષા શોધી આપીશ. પણુ આપે જરા તકલીફ લઈ હું કહું તેમ કરવું પડશે. આજ રાત્રે આપ અને ભાષાશાસ્ત્રી હું બતાવું તે સ્થળે સૂજો." બાદશાહે બીરબલના

કહેવા મુજબ વર્તવાનું કબૂલ કર્યું, અને તેઓને એક ખુલ્લી અગાસીમાં સૂવાનું ઠર્યું. પોષ મહિનાની કડકડતી ટાઢમાં બાદશાહ અને ભાષાશાસ્ત્રી ખૂબ ઓઢણુ ઓઢીને ત્યાં સૂતા. બીરબલે બાદશાહને આગળથી કહી રાખ્યું હતું કે હું સવારે પાંચ વાગે આવીશ અને પછી તે શું બોલે છે તે બરાબર લક્ષમાં રાખજો.

ભરશિયાળાનો પાછલો પહોર જામ્યો અને પરોઢનો હિમભરેલો પવન સુસવા લાગ્યો. બીરબલે પેલું પાણીનું માટલું પાણી ભરીને આગળથી જ અગાસીમાં ખુલ્લા પવનમાં મૂકયું હતું. તે એવું ઠંડું થઈ ગયું હતું કે તેમાંથી જો એક છાંટો શરીર ઉપર પડે તો કારી બળતરા ઊઠે.

બરાબર સવારના પાંચનો સુમાર થયો અને બીરબલ ધીમેથી આવ્યો. જેવો બીરબલ પાણીનું માટલું લઈને આવે કે તરત પેલા શાસ્ત્રીનું ઓઢણુ ખેંચી લેવાનું હતું. એટલે આગળ કરી રાખેલા સંકેત પ્રમાણે એક માણુસ સજ્જ થઈને ઊભો હતો. બીરબલે બાદશાહને ધીમેથી જગાડી કાનમાં કહી દીધું કે આપે તો ઊંઘમાં હોવાનો ડોળ કરીને પડી રહેવું. માત્ર એ માણુસ ઊઠીને તરત તેના મોઢામાંથી શું ઉચ્ચારે છે તે સાંભળી લેજો. અમે તો તરત જ નાસી જઈશું.

પછી પેલા માણુસે જેવું ઓઢણુ ખેંચી લીધું કે તરત જ માટલામાંનું ટાઢું બોળ પાણી પેલા ભાષાશાસ્ત્રી ઉપર રેડયું. કોઈ બરછીનો ઘા વાગ્યો હોય અને માણુસ રાડ્ય પાડે તેવી "ઓય માડી !" એવી ચીસ નાખી પેલો ભાષાશાસ્ત્રી જાગી ઊઠ્યો અને એ માણુસોને નાસતા જોયા. બાદશાહે પણુ તે ચીસ સાંભળી ઊઠવાનો ડોળ કરી શું બન્યું તે પૂછ્યું, અને તરત જ કોરાં લુગડાં અને સગડી મંગાવી ભાષાશાસ્ત્રીની ટાઢ ઉડાડી મૂકી.

સવારે કચેરી ભરાઈ એટલે બાદશાહે બીરબલને સવારની ઘટનાની વાત કહી. બીરબલે અજાણ્યુ થઈને કહ્યું: 'નામવર, એ તો કોઈ હરામખોરે આ ટાઢમાં ભાષાશાસ્ત્રીની મશ્કરી કરવાનું કારસ્તાન કર્યું હશે. પણ બીજી ઇજા તો થઈ નથી ને?'

'ના, માત્ર ઠંડું પાણી નાખી તે ચાલ્યો ગયો.'

'વારુ ત્યારે, તે વખતે શાસ્ત્રીજીએ શો અવાજ કર્યો હતો?' "ઓય માડી!" એટલું કહી પછી તરત તે ઉર્દૂ ભાષામાં બીજી વાતો કરવા લાગ્યા હતા."

બીરબલે નમન કરી અદબથી કહ્યું: "તો જહાંપનાહ, આ માણસની માતૃભાષા ગૂજરાતી છે. કારણ કે ખરા દુ:ખમાં માણસને માવડી જ સાંભરે. બીજું બધું ભુલાઈ જવાય છે, ને માતાના નામનો અંતરનો સાચો ઉદ્ગાર નીકળી જાય છે."

ભાષાશાસ્ત્રીએ જાણ્યું કે જરૂર આજ સવારનું બધું કારસ્તાન બીરબલનું જ. એ ચતુર પુરુષે આમ કરીને મારી માતૃભાષા જાણી લીધી. તે પણ આ યુકિતથી ખુશ થયો અને બીરબલને ધન્યવાદ આપીને ચાલતો થયો.



## અભ્યાસરેખા

(૧) ભાષાશાસ્ત્રીએ અકબર આગળ શી શરત મૂકી?

(૨) અકબરે અમીર-ઉમરાવોને શું કામ સોંપ્યું?

(૩) બીરબલે તે ભાષાશાસ્ત્રીની માતૃભાષા જાણવા શી યુક્તિ કીધી?

(૪) ભાષાશાસ્ત્રી 'ઓય માડી!' શા માટે બોલી ઊઠ્યા? ક્યારે બોલી ઊઠ્યો?

(૫) 'ઓય માડી!' એ શબ્દો ઉપરથી બીરબલે શું અનુમાન કર્યું? એ અનુમાન શી રીતે સાચું કહી શકાય?

(૬) આ યુક્તિ બીરબલની જ છે એમ ભાષાશાસ્ત્રીએ શી રીતે જાણ્યું હશે?

卐

[૧૩]

# ઝબુક વીજળી

| રમઝમ | ઝળહળ |
| --- | --- |
| માલવું | મલકવું |

હું ચમકારા કરતી વીજળી,
વાદળમાં તો રમઝમ ચાલું,
ઝળહળ ઝળહળ કરતી માલું;
ઉપર જાઉં, નીચે જાઉં, આભમાં સંતાતી જાઉં!
ઝબુક વીજળી ઝબુક!

જરાક મારું મોં મલકે તો—
વાદળ ખડખડ ખડખડ હસે,
ને મોતીડે મેહ બરસે;
ચાલું તો અજવાળાં થાય, અંધારું ઝટ નાસી જાય
ઝબુક વીજળી ઝબુક!

આખી દુનિયામાં હું દોડું,
પડું ઉપર તો ડુંગર તોડું,
ધરતીના પડદાને ફોડું;
જરાય હુંમાં ભાર નહિ, ને મારા બળનો પાર નહિ
ઝબુક વીજળી ઝબુક!

卐

## અભ્યાસરેખા

(૧) વીજળી ચાલે ત્યારે શું ફેરફાર થાય ?

(૨) વીજળીનું મોં મલકે તો શું થાય ?

(૩) વીજળીના 'બળનો પાર નહિ' એમ શી રીતે કહી શકાય ?

(૪) વાદળ 'ખડખડ' શી રીતે હસતાં હશે ? વાદળ હસે ત્યાર પછી શું થાય ?

(૫) વીજળી પોતાની આત્મકથા કહેતી હોય એવી રીતે એની હકીકત તમારા શબ્દોમાં રજૂ કરો.



[૧૪]

# રઘો ભગત

| | | |
|---|---|---|
| ઓચ્છવ | હુતાશ | ચબરાક |
| સતત | દિંગ | હાડપિંજર |
| પ્રતિષ્ઠા | સ્મૃતિ | ઢમઢાટી |

રઘો ભગત જાતે હજામ. ઉંમર ચાળીશ પીસ્તાળીસ વરસની. શરીરે જરાક ખખળી ગયેલો, પણ બોલવાનો જુસ્સો જુવાનને પણ શરમાવે એવો. મળતાવડો સ્વભાવ અને મીઠા–બોલી જીભ એટલે એમનો ધંધો ઠીક ચાલતો. ભગતાણી ગુજરી ગયાં ત્યારથી એમનું જીવન ભગવાન તરફ વળેલું. દેવદર્શને જાય, મંડળી–ઓચ્છવ કરવા જાય ત્યારે એ પણ તેમાં સામેલ થાય. ભૂંગળો "થૈ થૈ થૈ થા" કરે એમાં એક ભૂંગળ એમની પણ હોય. રેવલો એમનો એકનો એક દીકરો. જતન કરીને તેને ઉછેરે.

સવારે છ વાગે એટલે રઘા ભગત શેઠનું બારણું ઠેલે: "હાં શેઠ, ઊઠ્યાં કે?" કોઈ ઊઠ્યું હોય તે બારણું ઉઘાડે. એટલે ભગત આવી બેસે. ભગત બહુ વાતો કહે તે બાળકોને ગમી જાય. હજામની જાત પણ ચબરાક તો બહુ. એક વાત કહે કે ખાવાપીવાનું ભાન ન રહે. પરીની વાત કરતાં નાળિયેરી રાણીની વાત કહે: "રાણી વાવમાં ડૂબી ગઈ; પછી એક ફૂલનો સરસ હાર થઈ ઉપર આવી." બાળકો પૂછે: "ભગત એ

કેમ બન્યું?" ભગત કહે: "ભાઈ, તમે નાના છો. હમણાં ન સમજાય." બાળકો તો દિંગ જ થઈ જાય. પછી ભગત કકડો ઉઘાડે. અંદરથી નાની નરેણી કાઢે. બાળકોના નખ વધ્યા હોય તે સરખા કરી દે. ત્યાં તો શેઠ હજામત કરાવવા આવે. ભગત આમડા ઉપર અસ્ત્રો બે વાર "ચટ પટ" બોલાવે. જરાક પાણી લઈ પાછો પથરી પર ઘસે. ધાર તપાસે. ભગત સાબુ ન વાપરે. ગરમ પાણીવાળો હાથ દાઢી પર ફેરવે. જાણે મખમલનો ગાલીચો. દાઢી લે પણ અસ્ત્રો સહેજે લાગે નહિ. એની જીભ અટકે નહિ. એની વાતોમાં, નાતમાં એની પ્રતિષ્ઠાની વાત હોય. એની જતી રહેલી જુવાની પાછી કેમ આવે એની વાત હોય. એને કન્યા આપવા નાતમાં તાણુતાણ ચારે બાજુએથી થાય છે, તેની વાતો ય હોય. શેઠને શરીરે સારી રીતે તેલથી માલીસ કરે. શેઠનો બધો થાક ઊતરી જાય પણ આ તો શેઠને વળગણ પડ્યું. ભગત ન આવે એટલે એમના પગ ઢીલા ઢસ. શેઠની મહેરબાની ભગત પર સારી. હજામતના પૈસા આપે, વારતહેવારે કપડાં આપે, નવું અનાજ આવે ત્યારે મણ બે મણ અનાજ પણ આપે. ભગત રાજી રહેતા. ઘરમાં બસો પાંચસોનાં દાગીના એની ભગતને હૂંફ. એ એમની જુવાનીની અને ઘડપણનો આધાર. શેઠને ત્યાંથી પરવારી બે ચાર ઘેર ફરીને રૂપિયો કમાય એટલે ઘર તરફ વળે. રેવલાએ ખીચડી રાંધી હોય તે બાપદીકરા એક થાળીમાં બેસીને ખાય. પછી બપોરીયું કરે, નમતે પહોરે પાછા બહાર નીકળે, જાય પાછા શેઠને ઘેર.

ભગત આખા ગામની વાત લાવી શેઠને કહે. કોની પાસે પાંચ પૈસા છે ને કોણ ખાલી થઈ ગયો છે એ બધી

એને ખબર. લોકોની દાઢીમાં હાથ ઘાલે પણ એમની અંદરની વાત પણ જાણી લાવે. શેઠની ઉઘરાણી દમદાટી દઈને પણ એ વસુલ કરી લાવે.

ભગતની વાતમાં નવીનતા ન મળે. એક જ વસ્તુ ફેરવી ફેરવી કહ્યા કરે. એનું જીવન પણ એકધારું. એનો એને કંટાળો પણ નહિ. એ તો જીવ્યે જ જાય. વહુ ન અણાઈ તેથી એ હતાશ ન થાય. એની આશામય વાણીનો પ્રવાહ સતત વહેતો જ રહેતો.

વરસો જતાં વાર ન લાગી. એક સમી સાંજે ભગતનો આત્મા હાડપિંજર મૂકી ચાલ્યો ગયો. ભગતની સ્મૃતિ શેઠને અને બાળકોને હજુ ભૂંસાઈ નથી.



## અભ્યાસરેખા

(૧) રઘાને બધા 'ભગત' શા માટે કહેતા હતા?
(૨) શેઠની રઘા ઉપર શા માટે મહેરબાની હતી?
(૩) છોકરાંઓ એનાથી કેમ રાજી રહેતાં?
(૪) રઘો હમેશ શી વાતો કરતો હશે?
(૫) નીચેના શબ્દો વાક્યમાં વાપરી બતાવો:
  (૧) જતન કરવું
  (૨) દિગ થવું
  (૩) તાણાતાણ થવી
  (૪) બપોરીયું કરવું
  (૫) દાઢીમાં હાથ ઘાલવો
  (૬) દમદાટી દેવી
(૬) રઘા ભગતના ગુણદોષ બતાવો.



# ભિખારણ

ટાઢુડી — ધખધખતી

મુશળધાર — ઝબકતાં

(ઝુલણા)

પોષ મહિનો હતો, ટાઢ પડતી હતી,
વાયરા વાય ઠંડા બહુએ.
કડકડે કાળજાં, ટાઢુડી ડગડગે,
થરથરે શરીર આખુંય બહુ એ.
ઊભી'તી આંગણે વહતી દીન ભાવથી,
કંઈ નિસાસા ઊંડા નાખતી'તી.
અન્ન દ્યો, વસ્ત્ર દ્યો, ગરીબ હું એકલી,
એમ કંઈ મુખથી ભાખતી'તી.—૧

સુરજના તાપથી ધરણી ધખધખતી'તી,
ને વરાળો બહુએ નીકળતી.
એ સમે એકલી, વાળ વીખરાયલા,
શેરીએ શેરીએ ભટકતી'તી.
હાથમાં તુંબડું, લાકડી હાથમાં,
લુગડાં ફાટલાં વીંટતી'તી.

અન્ન દ્યો, વસ્ત્ર દ્યો, ગરીબ હું એકલી,
એમ કંઈ મુખથી ભાખતી'તી.—૨

વરસતો મેહુલો મુશળની ધારથી,
વાદળાં ઝડપથી દોડતાં'તાં.

કડકડાટ થતા આભ ઊંચા મહીં,
બાળકો ઊંઘમાં ઝબકતાં'તાં.

પાણી પૂર જોશથી માર્ગમાં ચાલતું,
એક ખૂણે બિચારી ઊભી'તી.

અન્ન દ્યો, વસ્ત્ર દ્યો, ગરીબ હું એકલી,
એમ કંઈ મુખથી ભાખતી'તી.—૩



## અભ્યાસરેખા

(૧) ભિખારણ શું માગતી હતી? શા માટે?

(૨) ભિખારણનો દેખાવ કેવો હતો?

(૩) ભિખારણ—
  (૧) કઈ ઋતુમાં આંગણે ઊભી રહેતી?
  (૨) શેરીએ શેરીએ ક્યારે ભટકતી?
  (૩) ખૂણે કઈ ઋતુમાં ઊભી રહેતી?

(૪) ભિખારણ ઊંડા નિસાસા શા માટે નાખતી હશે?

(૫) આ ભિખારણની હકીકત તમારા મિત્રને એવી રીતે લખો કે તે તેને મદદ કરે.

(૬) આ કાવ્યની હકીકત જો તમારે ચિત્રોમાં રજૂ કરવી હોય તો કેટલાં ચિત્રો દોરશો? દરેક ચિત્રમાં શું બતાવશો?



[૧૬]

# ગોળનાં માટલાં

## ભાગ ૧ લો

| યજમાનવૃત્તિ | પરગજુ | શરાફ |
|---|---|---|
| ઓચિંતો | પેઢી | ઉચાપત |

એક નાનકડા ગામમાં કાશીરામ મહારાજ રહેતા હતા. તેમનો ધંધો યજમાનવૃત્તિ. પટેલનાં છોકરાં પરણાવે, ઘર બનાવવાનાં, જનોઈનાં, વાસ્તુનાં, સીમંતનાં, લગ્નનાં મુરત ટીપણામાંથી કાઢી આપે. કોઈ મરી જાય ત્યારે સરાવવાનું કામ પણ કરે, મંદિરમાં કથાવાર્તાઓ પણ કરે. ગામમાં સરકારી અમલદાર આવે ત્યારે રાંધીને જમાડવાનું કામ પણ કાશીરામને માથે. બધા અમલદારો આથી મહારાજને ઓળખે. ગામમાં કોઈની ભલામણની જરૂર હોય તો કાશીરામ મહારાજ પાસે જઈ ભલામણ લઈ આવે. કાશીરામ પરગજુ. કોઈને ના ન પાડે. ભલામણનો કાગળ લખી આપવાને બદલે પોતે તેની સાથે જઈ કામ કરાવી દે. અમલદારો તેમની રસોઈનાં વખાણ કરે. કેટલીક વાર તો ઇનામ પણ આપતા જાય. આમ ને આમ પચાસ દિવાળીઓ મહારાજે જોઈ.

એમનાં પત્ની જમનાબા પણ તેમના જેવાં જ પરગજુ. પાડોશીને અંતરની વાતો કરવાનું રહેઠાણ. બધાને સીધી સલાહ આપે. નાની વહુઓને શિખામણ આપે, બાળકોની દવા બતાવે.

પચાસ વરસ પૂરાં થાય એટલે વનમાં પડાય છે. જમનાબાએ એક દિવસ મહારાજને કહ્યું: "આપણે યાત્રા કરવા જઈએ. આટલાં વરસ સુધી દુઃખ ભોગવી પૈસા એકઠા કર્યા છે તે કોણ ખાનાર છે? નથી આપણને દીકરો કે દીકરી."

મહારાજને આ વાત ગમી: તેમની પાસે આખી જિંદગીની કમાણીના ત્રણ હજાર રૂપિયા હતા. એક હજાર રૂપિયા પાસે રાખી જાત્રા જવાનું નક્કી ઠરાવ્યું. બે હજાર ક્યાં અને કેવી રીતે મૂકવા તેનો વિચાર કરવા લાગ્યા. ગામ નાનું પણ શરાફ તો હોય જ. ગામમાં લક્ષ્મીચંદ માવજીની શરાફની પેઢી ચાલે. ગામના માણસો આ શરાફને ઘેર નાણું મૂકે. શરાફ પણ વિશ્વાસુ; કોઈનો પૈસો ઘાલવાની વાત નહિ.

મહારાજ અને જમનાબાનો એક મત થયો કે રૂપિયા બે હજાર શરાફને ઘેર એવી રીતે મૂકવા કે જેની શરાફને ખબર પણ ન પડે ને તે રૂપિયા સલામત રહે. મહારાજ ગોળનાં બે માટલાં લાવ્યા અને એક હજાર રૂપિયા મૂકી ઉપર ગોળ ભરી દીધો. માટલાંનાં મોંઢાં ઉપર કોડિયાં મૂકી છાણ–માટીથી સીલ કરી દીધાં કે જેથી તેમાં કીડીઓ ભરાય નહિ.

સવાર થઈ. મહારાજ શરાફને ઘેર ગયા. પૂછ્યું: "શેઠજી અમે ઘરડાં થયાં છીએ, જાત્રાએ જવા વિચાર છે. ઘરમાં ગોળનાં બે માટલાં છે તે તમારે ત્યાં મૂકી જવાની રજા આપશો? મારે ઘેર કોઈ સાચવનાર નથી."

શેઠજી બોલ્યા: "ભલે ભાઈ, મને શું હરકત છે? મૂકી જજો."

જમનાબાએ કાશીરામને કહ્યું: "માટલાંમાં રૂપિયા છે તે શેઠને કહેજો." પણ કાશીરામની ઇચ્છા શેઠને જણાવવાની ન હતી. જાત્રાએ જતાં પહેલાં માટલાં શેઠને ઘેર મૂકયાં ને ગોર–ગોરાણી જાત્રા કરવાં ગયાં.

અસલના વખતમાં લોકો જાત્રા પગથી કરતાં. રેલગાડી ચે નહિ અને મોટરો પણ નહિ. ગાડામાં મુસાફરી કરાય અથવા પોતાના બે પગની ગાડીથી મુસાફરી કરાય. ગોર–ગોરાણીને ગયે લગભગ છ માસ વીતી ગયા. હવે એવું બન્યું કે લક્ષ્મીચંદ શેઠના છોકરાનો ઓચિંતો વિવાહ થયો. શેઠના પુત્રનો વિવાહ થાય એટલે ગોળધાણા વહેંચવા પડે અને તે વળી તે જ વખતે. વિવાહ કરનાર વેવાઈ રાતના નવ વાગે આવેલા. રાતના ગોળનું બજાર બંધ હોય. ઘરમાં ગોળ થઈ રહેલો. ઘરમાં બે માટલાં ગોર મહારાજે મૂકેલાં યાદ આવ્યાં. શેઠ બોલ્યા: ચિંતા નહિ, અત્યારે ગોળનું બજાર બંધ છે, પણ આપણા ઘરમાં મહારાજનાં બે માટલાં છે તેમાંથી ગોળ કાઢી આપો, પછી સવારના બજારમાંથી લાવીને ભરી દઈશું."

શેઠાણી આ વાત સાંભળી ખુશ થયાં. માટલું ખોલ્યું, ગોળ કાઢ્યો. થોડાક ગોળ કાઢ્યો એટલે ચાંદીના સિક્કા અંદરથી નીકળ્યાં. શેઠાણી ચમકયાં. આ તે ગોળનાં માટલાં કે રૂપિયાનાં? શેઠને બોલાવ્યા ને પૂછ્યું: "મહારાજ, માટલાં શાના મૂકી ગયા છે? જુઓ તો ખરા! આમાં તો રૂપિયા છે!"

શેઠે કહ્યું: "અત્યારે એ વાત કહેશો નહિ. તમે ગોળ કાઢી લો ને વહેંચો. વેવાઈને જવા દો પછી બધું થઈ રહેશે."

ગોળધાણા વહેંચાયા. વિવાહનું કામ પૂરું થયા બાદ શેઠે બેઉ માટલાંમાંથી બધા રૂપિયા કાઢી લીધા. શેઠની દાનત બગડી પણ શેઠાણી ભલાં હતાં. તેમણે કહ્યું: "આ રૂપિયા ચોપડામાં જમા કરો, નહિ તો પરમાત્મા આપણું સારું નહિ કરે. ગોર મહારાજના ગોળથી આપણી આબરૂ રહી. બિચારો આખી જિંદગી કરકસર કરી આપણે ત્યાં આપણી સારી આબરૂને લીધે મૂકી ગયો છે તે આપણાથી ન લેવાય." શેઠની દાનત આ રૂપિયા ઉચાપત કરવાની હતી. જે દિવસે પુત્રનો વિવાહ કર્યો તે દિવસે બે હજાર રૂપિયા બીજાને નામે ચોપડામાં જમા કર્યા પણ મહારાજને નામે જમે ન કર્યા.



## અભ્યાસરેખા

(૧) ગોર મહારાજ શેનો ધંધો કરતા? લોકો તેમને કેમ બહુ ચહાતા હતા?

(૨) ગોળ-ગોરાણી શરાફને ત્યાં ગોળનાં માટલાં શા માટે મૂકી ગયાં?

(૩) માટલામાં રૂપિયા છે એવી શેઠને શી રીતે ખબર પડી?

(૪) શેઠાણીએ રૂપિયા બાબત શેઠને શું કહ્યું? શેઠે શા માટે માન્યું નહિ હોય?

(૫) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરો:

(૧) વનમાં પડવું
(૨) દિવાળીઓ જોવી
(૩) પૈસા ઘાલવા
(૪) દાનત બગડવી
(૫) ઉચાપત કરવું

卐

[ ૧૭ ]

# ગોળનાં માટલાં

| નવાજૂની | | કલદાર |
|---|---|---|
| ફેંસલો | પુરાવો | બટ્ટો |
| પાખંડ | | બાહોશ |

ત્રણ વરશ બાદ કાશીરામ મહારાજ યાત્રા કરી પાછા આવ્યા. રૂપિયા એક હજાર પાસે હતા તે બધા ખરચીને ગોર આવ્યા. ઘેર આવ્યા બાદ શરાફને ત્યાંથી સીલબંધ ગોળનાં માટલાં લાવ્યાં. ખોલીને જોયું તો અંદર રૂપિયા ના મળે. મહારાજ તો આભા જ બની ગયા ને ખેસ ઓઢી પોકે-પોક રોવા લાગ્યા. ગોરાણી પણ આ બનાવ જોઈ રોવાં લાગ્યાં. આજુબાજુના લોકો ભેગા થઈ ગયા ને નવાઈ પામ્યા કે ત્રણ વરસે યાત્રા કરી આવેલાં ગોર–ગોરાણી રડવાં કેમ બેઠાં છે?

પહેલાંના વખતમાં ટપાલ ન હતી. સગામાં કોણ સાજું, કોણ મરી ગયું, કોણ પરણ્યું, કોણ રાંડ્યું, આ બધા સમાચાર મળતા નહિ. ઘેર આવી સમાચારો સાંભળે ત્યારે ખબર પડે. ત્રણ વરસમાં તો નવાજૂની ઘણી થઈ ગઈ.

અઠવાડિયા બાદ ગોર શરાફને ઘેર ગયા. "શેઠજી, માટલાંમાં રૂપિયા બે હજાર કલદાર તમારે ત્યાં મૂકેલા તે મને આપી દો. આ રૂપિયા મારી જિંદગીની કમાણી છે."

શેઠે કહ્યું: "રૂપિયા કેવા ને વાત કેવી! તારાં માટલાં સાચવ્યાં તેનું તું આ ફળ આપે છે? ઊલટો ગળે પડે છે?

કપાળમાં ટીલાંટપકાં અને ભભૂતી લગાવી પાખંડ બતાવી વાણિયાની આબરૂ હલકી કરી ફસાવવા આવ્યો છે? નીકળ અહીંથી, નહિ તો ભૈયાને બોલાવી બહાર કઢાવીશ."

મહારાજ વીલે મોઢે ઘેર ગયા. નથી પાસે પુરાવો કે લેખ. શું કરે? વકીલની સલાહ લીધી અને અદાલતમાં કેસ કર્યો. ન્યાયાધીશે પુરાવા માગ્યા. પણ મહારાજ પાસે પુરાવા ક્યાંથી હોય? છતાં અઠવાડિયાની મુદત પાડી. મહારાજ ઘેર ગયા. રાતના સૂઈ ગયા. પ્રભુની પ્રાર્થના કરતા કરતા ઊંઘી ગયા. રાત્રે સ્વપ્ન આવ્યું અને ભગવાને કહ્યું: "કાશીરામ, તેં તારા મનમાં દગો રાખી રૂપિયા શરાફને ગણી આપ્યા નહિ તેનું આ ફળ આવ્યું છે. પણ હવે તને રૂપિયા મળી જશે."

અદાલતમાં આજે કાશીરામને ન્યાય મળવાનો છે. આખા ગામમાં ખબર પડી ગઈ કે આજે ન્યાયાધીશ ન્યાય આપવાના છે. ન્યાયાધીશ બાહોશ અને હોશિયાર હતા. તેમણે શરાફના ચોપડા જોયા. કોઈ જગાએ કાશીરામનું નામ ન હતું. ચોપડાનાં લખાણો જોવાથી ખાતરી તો થઈ કે આ શરાફે દગો દીધો છે, પણ જ્યાં સુધી પુરાવો ન મળે ત્યાં સુધી સાબિત કેમ થાય? સાચી હકીકત શોધવાનો એક રસ્તો સૂઝી આવ્યો અને હુકમ ફરમાવ્યો. કચેરીમાં બે બાજુએ ઓરડીઓ હતી. એક ઓરડીમાં કાશીરામ તથા તેમનાં પત્ની જમનાબાને પૂર્યાં. બીજી ઓરડીમાં લક્ષ્મીચંદ શેઠ તથા તેમનાં પત્નીને પૂર્યાં. દરેક ઓરડીમાં એક મોટી પેટી મૂકેલી. તેમાં એક માણસ રાખેલો. તેને ખબર આપેલી કે ગોર-ગોરાણી જે વાતો કરે તે લખી લેવી. બીજાને કહ્યું કે શેઠ-શેઠાણી જે વાતો કરે તે તારે લખી લેવી. આખી રાત જે હકીકત બની તે બન્ને

માણસોએ પોતપોતાની પાસેના કાગળોમાં લખી લીધી. સવાર થઈ. કચેરી ભરાઈ. ઓરડીઓ ખોલી. અદાલત આજ ખુલ્લામાં બેઠી. બે બાજુ બે પેટીઓ પડી છે. એક પેટીની પાસે શેઠ–શેઠાણી ઊભાં છે. બીજી પેટી પાસે ગોર–ગોરાણી ઊભાં છે. ન્યાયાધીશે કહ્યું: "તમારો ફેંસલો આ બે પેટીઓ કહેશે." લોકો તો વિચારમાં પડી ગયા કે પેટીઓ ફેંસલો કેવી રીતે આપશે! પટાવાળાએ પેટીઓ ખોલી. દરેકમાંથી એક એક માણસ કાગળ સાથે બહાર નીકળ્યો. અને આખી રાત શેઠ–શેઠાણીએ કરેલી વાત તથા બીજાએ ગોર–ગોરાણીએ કરેલી વાત બધાંની વચ્ચે વાંચી સંભળાવી. શરાફની ચોરી પકડાઈ ગઈ. કાશીરામ મહારાજને રૂપિયા બે હજાર ગણી આપવા પડ્યા અને ઉપરથી શરાફને દંડ પણ ભરવો પડ્યો. વધારામાં પોતાની આબરૂને બટ્ટો લાગ્યો. લોકો ન્યાયાધીશના વખાણ કરતા કરતા ઘેર ગયા.

卐

## અભ્યાસરેખા

(૧) માટલાંમાં રૂપિયા નથી એમ ગોરે ક્યારે જાણ્યું? શેઠે ગોરને શો જવાબ આપ્યો?

(૨) ફેંસલો આપવામાં ન્યાયધીશે શી યુક્તિ કરી? એ યુક્તિનું શું પરિણામ આવ્યું?

(૩) શેઠની ચોરી પકડવા ન્યાયાધીશે શી યુક્તિ કરી! એ યુક્તિનું શું પરિણામ આયું?

(૪) પેટીમાં સંતાયલા માણસોનું કામ તમારે કરવાનું હોય તો તમે શી હકીકત લખી હોત?

(૫) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરો:
   (૧) મુદત પડવી
   (૨) નવાજૂની થવી
   (૩) બટ્ટો લાગવો
   (૪) આભા બનવું

(૬) શેઠ અને ગોરને બદલે શેઠાણી અને ગોરાણીએ જ જો આ કારભાર કર્યો હોત તો શું પરિણામ આવત? શા માટે?

[ ૧૮ ]

# દેવ

| નૈવેદ્ય | કકળતી | અલંકાર |
| --- | --- | --- |
| સ્વસ્તિક | કંગાલ | મર્મ |

કંકુ ઘોળી કંકાવટીઓ બે,
ચોખે ભર્યાં બે થાળ;
નૈવેદ્યનાં શત છાબડાં લીધાં,
ફૂલ અને ફૂલમાળ :

હું ને એ મંદિર ચાલ્યાં !
અમારા દેવ વધા'વા !

ઘંટ વાગે ને શંખ ફૂંકાયે,
ફોરતા ધૂપ સુવાસ;
ધન સોનાના ઢગલા થાતાં,
દેવનાં પગલાં પાસ :

પ્રભુનો પ્રેમ વધા'વા !
આવે સૌ ધન ધરા'વા !

હસતી એ તો દ્વારમાં પેઠી,
થંભી ગયા મુજ પાદ;
ઝાંઝ પખાજ સહુ વિસરાયાં,
આવ્યા નિશ્વાસના નાદ :

મંદિરના દ્વાર અગાડી !
સુણી મેં કકળતી નાડી !

લૂલાં, ઠૂંઠાં, કો દીન ભિખારી,
ભૂખે પીડાતી સમાજ;
ફાટચાં-તૂટચાં ચીંથરાથી ગંધાતા,
ઢાંકતી દેહની લાજ;

ધરાના સર્વ નિસાસા !
થીજી આ માનવી થાતા !

કુમકુમના મેં ચાંદલા કીધા,
ચોખે વધાવ્યા દીન;
ભૂખ્યા દેવોને નૈવેદ્ય દીધાં,
પાય પડ્યો હું હીન :

બધું મેં ધન લૂંટાવ્યું !
હજારોને હાથ ન આવ્યું !

હળવે મેં શણગાર ઉતાર્યા,
આપી દીધા અલંકાર;
લુગડાં દીધાં સર્વ ઉતારી,
લાજ ઢાંકી ન લગાર :

મેં તો મારા દેવ વધાવ્યા !
આંસુડાં હર્ષનાં આવ્યાં !

હસતી મંદિરથી નીસરી એ,
સ્વસ્તિક એને ભાલ;
ધૂળભર્યાં મુજથી શરમાતી,
હોય સ્નેહી શું કંગાલ ?

એના તો દેવ રંગીલા !
મને તો ધૂળનાં ટીલાં !

ભટકી એના દ્વારમાં ઊભો,
હસતી એ મુજ કર્મ;
હું ય હસ્યો એના હાલને મીઠું,
રડતાં બંને મર્મ;

ભિખારી મેં ગીતડાં ગાયાં !
પછાડી દ્વાર વસાયાં !



## અભ્યાસરેખા

(૧) મંદિરે જવા કોણ કોણ નીકળ્યું ? સાથે શું શું લીધું ? મંદિરમાં શું થતું હતું ?

(૨) મંદિરના દ્વારમાં કોના પગ થંભી ગયા ? શા માટે ?

(૩) કવિ મંદિરની બહાર રહીને શું કરે છે ? તેને કેવી લાગણી થાય છે ?

(૪) "રડતાં બન્ને મર્મ" આમાં બન્નેનો મર્મ શો હશે ?

(૫) "ધરાના સર્વ નિસાસા ! થીજી આ માનવી થાતા !" કવિ શા માટે એમ કહે છે ? આ માનવી તે કયા ?

(૬) આ વાત તમારી ભાષામાં લખો.

卐

[૧૯]

# ઘોડી

| | |
|---|---|
| માથાકૂટ | એક્કો |
| સમારકામ | ઓશિયાળી |
| સૂઝ | ખબરદાર |

"અરે ! સાંભળો છો કે ?"

"આમ જઈ આવ્યા, તેમ રખડી આવ્યા ને ઘરમાં આવ્યા કે પાછું ચાલ્યું તમારું: "અરે ! સાંભળો છો કે ?"

"વારુ, ત્યારે ન સાંભળવું હોય તો–"

"કોણે કહ્યું મારે નથી સાંભળવું ?"

"સાંભળ ત્યારે."

"જોતા નથી, ક્યારની સાંભળ્યા જ કરું છું તે ?"

"આજે હું બજારમાં ગયો હતો–"

"તેમાં મારે શું ? ને બજાર કયે દિવસે તમે નથી જતા ?"

"પણ સાંભળ તો ખરી !"

"ત્યારે હું બીજું કરું છું શું ?"

"જો ત્યારે—"

"જો સાંભળ" એવું એવું બોલ્યા વગર સીધું હોય તે ઝટ કહી નાખોની. મરદ લોકોથી સીધી વાત જ નહિ થાય."

"ને બૈરાંઓ તો બધું સીધેસીધું કહી નાખતા હશે, કેમ ?"

"ખબરદાર જો બૈરાંનું નામ દીધું છે તો ?"

"બૈરાનું મેં નામ ક્યાં દીધું છે! મેં તો માત્ર કહ્યું–"

"નામ નહિ ને નામનો બાપ. તમે કહ્યું તે મેં સાંભળ્યું છે. ખાલી માથાકૂટ મૂકીને જે કહેવું હોય તે કહી દો કે બીજું કંઈ કામ કરવું સૂઝે."

"હું એમ કહું છું કે આજે બજારમાં ગયો હતો."

"તે તો તમે એક વાર કહ્યું, પણ બજારનું થયું શું તે કહોની. ફૂંકાઈ તો નથી ગયું કેની ?"

"તારે ન સંભાળવું હોય–"

"પાછું બોલ્યા ?: 'તારે ન સાંભળવું હોય!'"

"ત્યારે જો–"

"જો પાછું તમે 'જો' ને 'સાંભળ' કરવા માંડયું!"

"પણ...."

"એમાં 'પણ' શું ?"

"હું એમ કહું છું...."

"તે તો તમે કહેશો એટલે જાણીશ. શું છે તે કહી નાખોની ?"

"બજારમાંથી આજે એક ખરીદી કરી લાવ્યો છું."

"નહિ તો શું બજારમાં તમે વેચવા બેસો છો ?"

"પણ શેની ખરીદી તે તું જાણે છે ?"

"તમે બજારમાં જઈને ખરીદીઓ કર્યા કરો ને મને અહીંઆ બધી વસ્તુની ખબર પડે? તમે ખરીદીઓ કરો એટલે ઘરમાં ઘંટ નથી વાગતા કે હું જાણું કે ભાઈસાહેબે કંઈ ખરીદ કર્યું."

"એક ઘોડી...."

"ઘોડી? ઘોડી? ઘોડી લઈ આવ્યા તમે એમ? શા ઉપર ઘોડી લઈ આવ્યા?"

"એ ઘોડી તો...."

"એ ઘોડી તો શું? બહુ સારી છે, પાણીદાર છે, સોંઘી છે."

"હશે પણ તેમાં આપણે શું? ઘરમાં હાંલ્લેહાંલ્લાં કુસ્તી કરે છે. બે મહિના થયા મારે એક સાડીએ ચલાવવું પડે છે, ને તમને ઘોડી વસાવવાના શોખ થાય છે?"

"પણ...."

"પણ, 'પણ' શું કરો છો? ઘોડી લઈ આવ્યા એટલે હવે એક્કો પણ લાવવાના જ હશો તો?"

"ના, એક્કો શાનો...."

"ત્યારે ઘોડી પર બેસીને સવારી કરવાના છો? ને તમને એવું કેટલુંક ભટકવું પડે છે કે ઘોડી લઈ આવ્યા? છોકરાઓના હાલ તો જુવો. દિલ પર પૂરાં કપડાં નથી, રમવાને રમકડાં નથી, ભણવાને ચોપડી નથી, નિશાળમાં ફી આપવાના પણ પૈસા નથી."

"છે ને...."

"અરે 'છે' ને 'તે'!"

"તમારું કહેવું સાંભળ્યું. હવે તમારું કહેવું જ સાંભળ્યા કરવાનું છે ને? બીજું આ ભવમાં મારે છે પણ શું...."

"ઘરમાં સમારકામ ચાલે છે કે'ની તેમાં...."

"તે? તેમાં શું? સમારકામમાં ઘોડીનું શું કામ? શું ભીતમાં ઘોડીને ચણી લેવાની છે કે રંદાથી એને સાફ કરીને એનું કબાટ બનાવવાનું છે?"

"જરૂર વગર તે...."

"જરૂર? જરૂર શેની? ઘોડીની? શું ઘોડી પર બેસીને ચૂનો ઢોળવાનો છે?–હાં, સમજી, તમારે ફેરાબાંટા પડે કે'ની તેમાં ઘોડી લઈ આવ્યા! એટલું કામ કરતાં થાક લાગતો હોય તો લખેશ્રીને ત્યાં અવતાર લેવો હતો કે'ની કે ત્યાં ઘોડાને ગાડીમાં જ ફર્યા કરવાનું મળત."

"સાંભળ તો ખરી...."

"શું સાંભળું?–કપાળ મારા બાપનું? તમને એકવાર કહી દઉં છું કે મારા ઘરમાં ઘોડી નહિ જોઈએ."

"ઘોડી તે કાંઈ વસાવવા લાયક જાનવર છે? પીળા પીળા ગંદા દાંત ને પાછળ લાંબી સૂગ ચઢે એવી પૂછડી! ને તોબરા ભરીને ચણા ખાય! આખો દા'ડો પગ ઠોકયા કરે ને દમ ઊઠયો હોય તેમ ખોંખાર્યા કરે."

"મારી એક વાત...."

"એક પણ નહિ ને અડધી પણ નહિ. તમને અહીં મારા આગળ ઊભા રહેતા શરમ નથી આવતી? જાવ છો? કયાં ચાલ્યા? જાવો, જાવો, પાછા કાંઈ ઘોડી, ગધેડી, કૂતરી,

બિલાડી, ઊંદરડી વસાવી લાવો !–એમ ? ચાલ્યા જાવો છો ? કંઈ નહિ. હું કંઈ તમારી ઓશિયાળી નથી, સમજ્યા ? પાછા આવશો ત્યારે ઉની ઉની રસોઈ મળશે એવી ખાંડ ન ખાતા....”

“જો આ ઘોડી–આ મજૂરે ઊંચકી છે તે....”

“આ ? આ ઘોડી ! આ તો લાકડાની ! મને જાણીજોઈને કહ્યું નહિ ને મારો જીવ ઊકળાવ્યો તેમાં તમારા હાથમાં શું આવ્યું ? ઓ મારી મા !”



## અભ્યાસરેખા

(૧) લેખકે બજારમાંથી શેની ખરીદી કીધી ? તેની સ્ત્રીની શી સમજફેર થઈ ?

(૨) લેખકની સ્ત્રીએ તેને શા માટે ઠપકો આપ્યો ? શું ઠપકો આપ્યો ?

(૩) ઘોડીની વાત આટલી બધી શા માટે લંબાઈ હશે ?

(૪) લેખકની સ્ત્રીનો જીવ કોણે ઉકાળ્યો ? લેખકે, ઘોડીએ કે સ્ત્રીએ પોતે ?

(૫) લેખકની સ્ત્રીના સ્વભાવ વિષે તમે શું ધારો છો ?

(૬) નીચેના શબ્દ વાક્યમાં વાપરો :

(૧) માથાકૂટ કરવી

(૨) હાંલ્લે હાંલ્લાં કુસ્તી કરે

(૩) ખાંડ ખાવી

(૭) લેખક અને તેની સ્ત્રી વચ્ચે ઘોડી વિષે તકરાર થવાનું કારણમાત્ર એક જ શબ્દમાં બતાવો.



# મહમદ સેલ

| કરામત | ઓલિયો | ગડત |
| --- | --- | --- |
| રૂવાબ | હાથચાલાકી | થુમડા |

આ મહમદ સેલ કે છેલ? કોઈ બોલે મહમદ 'સેલ' તો કોઈ કહે મહમદ છેલ! હું તો મહમદ સેલ બોલું છું અને બોલીશ. શહેરના છેલ લોકો એને મહમદ છેલ કહેતા, હું તો ગામડાનો, ને ગામડાના લોકો સેલ બોલે. મહમદ સેલને આખું કાઠિયાવાડ મહમદ સેલ કહેતું.

એક વાર કાઠિયાવાડમાં 'મહમદ સેલ' 'મહમદ સેલ' થઈ રહેલું. દરબારોની કચેરીઓમાં મહમદ સેલની વાતો, ચોરે મહમદ સેલની વાતો, પાણીશેરડે મહમદ સેલની વાતો, દેવમંદિરે મહમદ સેલની વાતો, ચુલા પાસે મહમદ સેલની વાતો, નિશાળમાં ને શેરીમાંયે મહમદ સેલની વાતો.

'બાપુ, મહમદ સેલને આપણી કચેરીમાં બોલાવો ને; માળો જબરો જાદુગર છે.'

'એલા, મહમદ સેલ પાસે તો ભારે કરામત લાગે છે હો! કાં તો મેલડી કે ભૂતપલિત કે કાંઈક એણે સાધ્યું લાગે છે સાધ્યું.'

'એલી મણુકી, સાંભળી ના ઓલ્યા મહમદ સેલની વાત ? કહે છે કે ઈ તો આકાશમાંથી ખરરર રૂપિયા પાડે છે, ને ઓરડીમાં પૂર્યો હોય એમાંથી બહાર નીકળી જાય છે.'

'આ, મહમદ સેલને માથે કોકનો હાથ લાગે છે હોં ! નિકર આવડો મોટો ચમત્કાર ન કરી શકે. નક્કી કોક ઓલિયો પીર મહેરબાન લાગે છે !'

'રોયા, સાંજનો ક્યાં હાલ્યો ? ખબર નથી ગામમાં ઓલ્યો તારો કાકો મહમદ સેલ આવ્યો છે તે ? કહે છે કે છોકરાને કુકડા બનાવીને ઘરે લઈ જાય છે !'

'એ છોકરાઓ. ચાલો ઝટ ભણવા માંડો છો કે ? નિકર મહમદ સેલને બોલાવવો પડશે, યાદ રાખો; બે કાન વચ્ચે માથું કરી દેશે.'

આવી અનેક વાતો મહમદ સેલને નામે ચાલતી.

અમે નાના હતા ત્યારે મહમદ સેલને સગી આંખે જોએલો; મહમદ સેલ શરીરે જાડો ને ઊંચો, છતાં બેઠી દડીનો લાગે. મૂછો વાંકડી ને રૂવાબદાર. ચહેરો પહોળો ને નાક જરા નીચું ને પહોળું. મોઢું આખું ગડત દાઢીથી ભરેલું. મહમદ સેલ એટલે જાણે વકરી ગએલો માંકડો. આમ આંખો કાઢે તો નાનાં છોકરાં દેખતાં જ ફાટી પડે. માળીઆનો મિયાણો.

સેલને માથે કાઠી દરબારો જેવું પેચદાર પાઘડું, શરીરે પહેરણ અને ઉપર કિનખાબનો કબજો. કેડે ભેટને મહીં જમૈયા, ખભે પટ્ટો અને પટ્ટે દારૂ ભરવાની કોથળી. છાતીએ હમેલ ને ઉપર રૂપિઆ ને ચાંદ જડેલા.

મહમદ સેલના ખેલો પણ અમે જોએલા. અમે મામાને ત્યાં ચીચળ સ્ટેશને હતા ત્યાં સેલકાકો આવ્યા. અમે એને સેલકાકા કહેતા. કાકાએ રૂપીઓ લીધો ને ઊંચો હાથ કરી ઉડાડી દીધો! અમે તો જોઈજ રહ્યા! કાકો કહે શું ખાવું છે? કોઈ કહે રેવડી, કોઈ કહે પેંડો, કોઈ કહે કાજુ. કાકાએ ફટ મુઠીમાંથી રેવડી, પેંડા ને કાજુ કાઢી આપ્યાં!

અમે તો નાના એટલે આભા જ બની ગયા. આ સેલકાકા તો માણસ કે દેવ? અમે માંહ્યોમાંહ્ય વાતો કરીએ: "સેલકાકાને મંતર આવડતા હશે, ખરું? સેલકાકાને બાવન વીર સહાયે હશે, ખરું?"

સાંધાવાળાઓ સેલકાકા વિષે ગપાટા હાંકે ને અમે બેઠા બેઠા સાંભળીએ.

હાદન સાંધાવાળો કહેશે: અરે, આ સેલકાકાએ એકવાર રેલગાડીના ડબ્બે ડબ્બા છૂટા પાડી દીધા'તા. એની પાસે ટિકિટ માસ્તરે ટિકિટ માગી તે એવા ખીજાણા....એવા ખીજાણા....કે ડબ્બે ડબ્બા છૂટા? અંજનને બ્રીક પણ નોખાં નોખાં!

અમે કાન દઈને સાંભળીએ. નાના એટલે બધું સાચું માનીએ. મનમાં થાય કે મહમદ સેલ તો ભારે જબરો.

આ તો મોટા થયા ત્યારે ખબર પડી કે એ વાત તો ગપાટા. એટલું ખરું કે મહમદ સેલ જબરો જાદુગર હતો. હાથચાલાકીના ખેલો જાણતો. નકરી ચાલાકી. જાદુ કે મંતર તંતર કે એવું કંઈયે નહિ.

તોયે મહમદ સેલ વિષે ગપ્પાં બહુ ચાલે. રવિભાઈ એક દિવસ કહે: 'અરે મહમદ સેલે તો દાઢીમાંથી દોઢસો

ટિકિટ કાઢી'તી! બસ એને ટિકિટ માસ્તરે રોકયો કે તારી ટિકિટ ક્યાં? ત્યાં કર્યો દાઢીમાંથી ટિકિટનો ઢગલો. ભાર છે પછીથી કોઈનો કે મહમદ સેલ પાસેથી ટિકિટ માગે?'

ગપ્પાંમાં એટલું સાચું કે સેલ ટિકિટ લે નહિ ને એની ટિકિટ કોઈ માગે નહિ. બાકી જૂની ટિકિટો ભેગી રાખે ને ખેલ કરવો હોય ત્યારે કાઢી બતાવે.

એક વાર અમે બધા નિશાળીઆ એની વાંસે ફરતા હતા. સેલના મોઢા આગળ ને પાછળ મોટી ધીંગ. સેલ કહે: એલા ભાગો છો કે? નહિતર ગધેડાં બનાવી દઈશ. તોયે અમે પાછળ ચાલ્યા. સેલ કહે એલા છોકરાઓની છોકરીઓ થઈ જવું છે કે? ભાગો, નિકર છોકરીઓ બનાવી દઈશ. અમે બીકના માર્યા ભાગી ગયા.

મહમદ સેલની આવી કેટલીયે વાતો ચાલે છે, પણ બધી કંઈ લખી શકાય?

આપણા રવિભાઈ વાતો કરનાર ભારે શોખીન. એ જ એક વાત લાવેલા. એક ડોશી હતી. બિચારીને દિકરી પરણાવવી હતી. પૈસા ન મળે. સેલકાકાને પગે પડી. સેલકાકા કહે: લાવ માટલી ને ભરી લે રૂપિયા. કાકાએ હાથ ખંખેરવા માંડ્યા ને માટલીમાં રૂપિયા ભરવા મંડ્યા! બાઈને મહમદ સેલે કીધેલું કે જોજે, કાલ સુધીમાં બધા પૈસા ખરચી નાખજે નિકર ધનની ધૂળ થઈ જશે.

પણ હવે આવાં ગપ્પાં બસ રાખીએ. મુદ્દે મહમદ સેલ એક અજબ જેવા ખેલાડી હતા. હાથચાલાકી તો જાણે એના બાપની.

સેલ આનંદી ખુશમિજાજી હતા. પોતે ઓલિયા જેવા દેખાતા ને રાજરૂવાબથી રહેતા. સેલ કાઠિયાવાડના એક ગણવા જેવા માણવા જેવા માણસ થઈ ગયા.

સેલનો દીકરો જીવે છે. એને પણ જાદુના ખેલો આવડે છે. તે બોલતો નથી. સેલની જેમ એ પણ ફરે છે ને ખેલો કરે છે. પણ ક્યાં સેલ અને ક્યાં એનો દીકરો ? એને કોક જ ઓળખતું હોય તો. બાકી સેલને તો આખું જગત જાણે. જગ એટલે આપણો કાઠિયાવાડ; ને બહુ બહુ તો ગૂજરાત.



## અભ્યાસરેખા

(૧) મહમદ સેલ જાતે કોણ હતા ? ક્યાંના રહેવાસી હતા ? લોકો તેને શા નામથી બોલાવતા ?

(૨) મહમદ સેલ વિષે શા ગપ્પાં ચાલતાં ?

(૩) છોકરાઓ મહમદ સેલથી કેમ બીતા હતા ?

(૪) મહમદ સેલ શું ધંધો કરતા ? સ્ટેશને એની પાસેથી માસ્તરો ટિકિટ કેમ લેતા નહિ ?

(૫) તમે જોયલા કોઈ જાદુગરના હાથચાલાકીના બે ત્રણ ખેલો વિષે ટૂંકમાં લખો.



# ગંગાજી અને સંધ્યા

| | |
|---|---|
| વસમી | વેળા |
| વિલાપ | દર્દભર્યાં |
| લહેરો | તાલ |

આથમતા સૂરજનાં કિરણો
ઝગઝગતા રાતાં દેખાય,
ગંગાજળની પાસે આવી
જાણે માગી રહ્યા વિદાય.

ગંગા કેરા જળપટ ઉપર
સૂર્યકિરણ સૌ નૃત્ય કરે,
વિદાય થાતાં પ્રેમ ધરી એ
ગંગાજીનું પાન કરે!

વિદાય વસમી વેળાએ
થાએ જાણે સૌ નિરાશ,
વૃક્ષો શાન્તિ ધરી ઊભાં ને-
ઉપર પક્ષી કરે વિલાપ!

ધીમા સાદે નાવિક લોકો
ગાયે ગીતો દર્દભર્યાં,
સાથે ગંગાજીની લહેરો
તાલ પૂરે છે એ સૌમાં.

બીજી દુનિયાને માટે તો–
સૂરજ દેવ થયા વિદાય,
સૌયે શાન્ત બનીને ઇચ્છે–
"ક્યારે એ પાછા દેખાય ?"



## અભ્યાસરેખા

(૧) સૂરજ ગંગાજીની શી રીતે વિદાય લે છે ?

(૨) સંધ્યા થવાથી કોણ કોણ નિરાશ થાય છે ? તેઓ નિરાશા શી રીતે બતાવે છે ?

(૩) નાવિક લોકો કેવાં ગીતો ગાય છે ? શા માટે એવાં ગીતો ગાતાં હશે ?

(૪) સંધ્યા પછી સૂરજ ક્યાં જાય છે ? "ક્યારે એ પાછા દેખાય ?" એમ બધા શા માટે ઇચ્છે છે ?



# જેવા સાથે તેવા

| | |
|---|---|
| બોથડ | ખુડદો |
| ચમરબંધી | ધૂંવાંપૂંવાં |

કાઠિયાવાડના એક નાના સરખા ગામમાં નવી ટપાલ-ઑફિસ ઊઘડી અને મુંબઈથી કોઈ એક નવો જ માસ્તર આવ્યો. ગામડાંઓમાં જેમ નાના મોટા અમલદારો ગરીબ બિચારા ગામડિયાઓને દબાવે છે તેમ આ નવા આવેલા ટપાલ-માસ્તર પણ સાધારણ જેવી બાબતમાં ગામડિયાઓને જ્યારે ને ત્યારે પજવવા લાગ્યા.

એક દિવસ એક પટેલ પાંચ રૂપિયાની નોટ લઈ ટિકિટો લેવા આવ્યા અને બોલ્યા: "શા'બ, પાંચ રૂપિયાની ટિકસ આલો." માસ્તર સાહેબ તો તરત છેડાઈ પડ્યા અને ઘૂરકી ઊઠ્યા: "આવા ને આવા બોથડ ક્યાંથી ફૂટી નીકળે છે? તને એટલી ય ખબર નથી કે ગામડામાં નોટ લેવાનો સરકારનો ધારો નથી?"

"ત્યારે શા'બ શું લેવાનો ધારો છે?"

પટેલભાઈ તો બબડતા ચાલ્યા અને થોડી વારમાં જ પાંચે રૂપિયાના નર્યા ત્રાંબાના પૈસા ને ઢબુ ધોતીઆમાં ભરીને લાવ્યા અને સાહેબ પાસે ઢગલો કરી બોલ્યા: "લ્યો શા'બ, હવે તો રોકડા થયા ને? આલો ટિકસ."

"છટ્! છટ્! એટલાં બધાં દોઢિયાં લેવાનો પણ હુકમ નથી. તમે ગામડિયા લોકો કાયદો ન જાણો અને માથું પકવી નાખો છો. બે આના કે ચાર આના સુધીનાં દોઢિયાં લેવાય, બાકી તો રૂપાનાણું લેવાનો કાયદો છે."

"હેં કે બાપજી? સમજીયો, માફ કરજો."

પટેલે તો બધો ખુડદો ભર્યો પાછો ધોતીઆમાં અને તેમાંથી આઠ પૈસા ગણી માસ્તર પાસે મૂકી બોલ્યા, "શા'બ, બે આનાની ટિકસ આલો."

માસ્તરે ભવાં ચઢાવી પૈસા લીધા ને ટિકિટો ફેંકી. ટિકિટો લઈ ગામડિયો બીજા આઠ પૈસા ગણી આગળ મૂકી બોલ્યો: "શા'બ, બે આનાની ટિકસ આલો."

માસ્તરનો મિજાજ ગયો. ધૂંવાંપૂંવાં બની ગયા, પણ કરે શું? પોતે હોશિયારી બતાવવા ગયા પણ આખરે સમજી ગયા કે આપણા કોઈ કાન કાપે તેવો મળ્યો છે. છેવટે તડૂકયા: "અમે શું નવરા છીએ? એમ બે બે આનાની ટિકિટો કયાં સુધી આપ્યા કરીએ? લાવ જોઈએ, કેટલાં દોઢિયાં છે?"

"લ્યો ને શા'બ, હમણાંજ પાંચ રૂપિયાનું પરચુરણ લાવ્યો છું." કહી ટેબલ ઉપર ઢગલો કર્યો.

માસ્તરે જાતે બધાં દોઢિયાં ગણી લીધાં અને ટિકિટો આપી. ગામડિયો ટિકિટો લઈ ચાલતો થયો. થોડે દૂર જઈ પટેલ મન સાથે બોલી ઊઠ્યા: માળો મિજાજ કરતો હતો.

.કોઈને સીધો જવાબ જ ન દે. જાણે મોટો ચમરબંધીનો દીકરો! પણ આજે ઠીક લાગમાં આવી ગયો! ભાઈબંધ રોફ મારવા ગયા પણ પોતે જ બન્યા! અને વળી બાર દોઢિયાં ખોટાં ઘસાઈ ગયેલાં મેં આપ્યાં તેની તો ભાઈસાહેબને ખબર જ ક્યાં રહી!



## અભ્યાસરેખા

(૧) પટેલ નોટનું પરચુરણ શા માટે લઈ આવ્યા?

(૨) બધા પૈસા લેવાની માસ્તરે પહેલાં શા માટે ના પાડી? પાછળથી શા માટે લઈ લીધા?

(૩) ટિકિટો લેવા ઉપરાંત પટેલને શો ફાયદો થયો?

(૪) નીચેના શબ્દો વાક્યોમાં વાપરો:

(૧) છેડાઈ પડવું

(૨) માથું પકવવું

(૩) ભવાં ચઢાવવાં

(૪) કાન કાપવો

(૫) આ બનાવ પટેલે પોતાના મિત્રને શી રીતે કહ્યો હશે?



# બાળ સોબતી સૂરજ

| | |
|---|---|
| હુંફાળ | બાથંબાથ |
| પેખ | ગુલતાન |
| સોઢણુ | ફડું |

( દોહરા )

જાગીને હું જોઉં ત્યાં, સૂરજ જાગે રોજ,
ભેરૂ થઈ રમતે ભળે, માણું સંગે મોજ.

પીળું સોના પારણું, લાલ હુંફાળી શાલ,
પડતાં મેલી પૂર્વમાં, આભે ભરતો ફાળ.

આંગળીઓ ઊની વડે, જગાડ સૌ તું ઝાડ,
પઢતાં જાગે પંખિડાં, ઊઘડે સર્વ કમાડ.

ઊડે પંખી આભમાં, પાંખો તું પંપાળ,
ફૂલડાં ઉપર ફેરવે, આંગળીઓ હુંફાળ.

ના'વા નદીએ જાઉં ત્યાં, સરોવરે પણ સાથ,
તું ડૂબકી દા' ત્યાં રમે, ભરતો બાથંબાથ.

નાહીને નિર્મળ જળે, દર્પણમાં જ્યાં દેખ,
સ્વરૂપ ઊજળું શોભતું, મલકાતું મુખ પેખ.

તારી નજરે હું રમું, હું નજરે તું હોય,
ગમ્મતમાં ગુલતાન શો, હસી હસી તું જોય!

આથમણી પણ ઓથમાં, ક્યારે જઈ છુપાય,
મોજમજામાં મુજને, કાંઈ નહિ જ કળાય!

કસબ કસુંબી ઓઢણી, ઓઢી પોઢી જાય,
હું યે પોઢું હૂંફમાં, માડી સોઢણ માંય.

જાગીને ફરી જોઉં ત્યાં, તું ઊગમણે બાર!
ક્યારે આવ્યો તું કહે, પછીતથી પડશાળ?

કહે છે બા–"હું કારમો, દડું ઊંઘમાં ઘોર,"
તું પણ દડતો ઊંઘમાં, આવ્યો આણી કોર.



## અભ્યાસરેખા

(૧) સૂરજ બાળકનો 'સોબતી' ક્યારે થાય છે? ક્યાં ક્યાં થાય છે?
(૨) સૂરજ કોને કોને જગાડે છે?
(૩) સૂરજ આથમી જાય એ બાળકોને કેમ ખબર પડતી નથી?
(૪) સવારમાં સૂરજ પાછો પૂર્વમાં શી રીતે આવી જતો હશે?
(૫) 'તારી નજરે હું રમું, હું નજરે તું હોય' એમ કોણ કહે છે? શા માટે?
(૬) સૂર્યોદય વખતનો દેખાવ તમારા શબ્દોમાં વર્ણવો.



# ગરીબની હાય

## ભાગ ૧ લો

| | |
|---|---|
| વાર્તાલાપ | અનેરી |
| વત્સ | કંગાલિયત |
| પ્રફુલ્લિત | અવ્યવસ્થિત |
| આશ્ચર્યચકિત | આજ્ઞાનુસાર |

એક ઝૂંપડી જેવા ઘરમાં કિશોર અને કિશોરની વૃદ્ધમાતા રહેતાં હતાં. કિશોર આખો દિવસ મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવતો. એકંદર કિશોર ઘણી જ ગરીબ સ્થિતિનો માણસ હતો.

એક દિવસ રાતના કિશોર પોતાની માતા સાથે વાર્તાલાપ કરી સૂવાનો વખત થયે પોતાની પથારીમાં ગયો અને સૂતો. પરંતુ કિશોરને ઊંઘ ન આવી. કિશોર પોતાની પથારીમાં સૂતો સૂતો પોતાની ગરીબાઈ વિષે વિચાર કરવા લાગ્યો.

તેને દિલમાં થયું: "જો હું પૈસાદાર હોત તો?

"જો પરમાત્માએ મને પૈસાદાર બનાવ્યો હોત, તો હું ગરીબોને દાન આપત, ભૂખ્યાને અન્ન આપત, નિરાધારને આશ્રય આપત, ધર્મશાળાઓ બંધાવડાવત અને વટેમાર્ગુઓને માટે ઠેરઠેર પરબો મંડાવત."

આમ વિચારમાં ને વિચારમાં કિશોર નિદ્રાધીન થયો. મધ્યરાત્રિએ લક્ષ્મીદેવી કિશોરને દર્શન દઈ કહેવા લાગ્યાં: "ઊઠ, મને તારા વાડામાંથી બહાર કાઢ. હું લક્ષ્મીદેવી છું."

કિશોર આ સ્વપ્નદૃશ્ય જોઈ એકાએક નિદ્રામાંથી ઝબકી ઊઠ્યો. તેણે આંખો ચોળી આમતેમ જોયું પરંતુ લક્ષ્મીદેવી ન દેખાયાં.

એટલામાં કિશોરની માતા જાગી. પોતાના પુત્રને અવ્યવસ્થિત સ્થિતિમાં જોઈ પૂછ્યું: "બેટા! કેમ ઊંઘ આવતી નથી શું? તબિયત તો સારી છે ના?"

કિશોરે પોતાની માતા તરફ જોયું અને કહ્યું: "બા, મારી તબિયત તો સારી જ છે. પરંતુ નિદ્રામાં મને લક્ષ્મીદેવીએ દર્શન દીધાં અને કહેવા લાગ્યાં: "હે વત્સ, ઊઠ, મને તારા વાડામાંથી કાઢ." હું ચમકીને જાગી ઊઠ્યો. આસપાસ જોયું તો લક્ષ્મીદેવી ન દેખાયાં. "હેં બા? કહે તો ખરી, શું એ સ્વપ્ન સાચું હશે?"

કિશોરની માતા પોતાના પુત્રનું કહેવું સાંભળી આશ્ચર્યચકિત થઈ ગઈ. તે હર્ષથી એકદમ પથારીમાંથી ઊઠી ઊભી થઈ અને પોતાના પુત્ર કિશોર પાસે આવી. પ્રેમથી કિશોરના શરીર પર હાથ ફેરવતી બોલી: "બેટા કિશોર, દયાળુ પરમાત્માએ આપણી કંગાલિયત સામે જોયું તો ખરું. હાં, પણ બેટા, કેટલા વાગ્યા છે?"

કિશોરે પાસે પડેલી ઘડિયાળ સામે જોઈ કહ્યું: "બા, હજુ તો બે જ વાગ્યા છે."

"તો બેટા, ચાલ મારી સાથે. આપણે કોદાળી અને પાવડો લઈ વાડામાં જઈએ", કિશોરની માતાએ કહ્યું.

કિશોરમાં અનેરી હિંમત આવી. તે એકદમ પથારીમાંથી બેઠો થઈ પોતાની માતાની આજ્ઞાનુસાર કોદાળી અને પાવડો લઈ માતા પાસે આવ્યો.

કિશોર અને તેની માતા વાડામાં ગયાં. કિશોરે પાવડો જમીન પર મૂક્યો અને કોદાળી હાથમાં લઈ જમીન ખોદવાનું કામ શરૂ કર્યું. કિશોર જેમ જેમ જમીન ખોદતો જાય તેમ તેમ કિશોરની માતા ખોદાતી જમીન તરફ વધારે ને વધારે એકી નજરે જોયાં કરે.

લગલગ દોઢ કલાકમાં તો કિશોરે જમીન ઘણી જ ઊંડી ખોદી નાખી. કિશોરનું આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. ઘડીમાં કિશોર ખોદતો જાય તો ઘડીમાં પોતાના પહેરણ વતી શરીર પરનો પરસેવો લૂછતો જાય.

કિશોરે તો ખોદવાનું ચાલુ જ રાખ્યું. કિશોર એકી-નજરે ખોદ્યા કરતો હતો, તેવામાં કિશોરની માતાએ એકાએક હર્ષથી બૂમ પાડી: "બેટા, બેટા, જો તો, આ શું દેખાય છે?" કિશોરે હાથમાંની કોદાળી એક બાજુ પર મૂકી અને પોતાના હાથથી ધૂળ એક બાજુ કરી જોયું તો એક ઢાંકેલો ચરૂ દેખાયો.

કિશોર તો રાજી રાજી થઈ ગયો અને માતાને કહેવા લાગ્યો: "બા, બા, જો, જો, આ રહ્યો ચરૂ."

કિશોરની માતા ચરૂ જોઈ કહેવા લાગી: "બેટા, પરમાત્માનો આપણે પાડ માનવો જોઈએ. બેટા કિશોર!

આજ દિન સુધી આપણે ગરીબીમાં કેટલાં દુઃખો સહન કર્યાં ? પણ હવે પરમાત્માની દયાથી આપણને જે કાંઈ મળ્યું તેમાં સંતોષ માની પરમાત્માનું ભજન કરીશું અને દિવસો પસાર કરીશું. બેટા, ચાલ હજુ અંધારું છે. માટે આ ચરૂ કાઢી લઈએ અને તેની વ્યવસ્થા કરીએ.”

કિશોર અને તેની માતા બન્નેએ થઈને ચરૂ કાઢ્યો. પછી ઢાંકણું ખસેડી જોતાં કિશોર એકદમ કૂદ્યો અને પોતાની માતાને કહેવા લાગ્યો: “બા, બા, જો તો ખરી, આમાં તો એકલું ઝવેરાત અને સોનામહોરો જ છે. બા, બા, હવે તો આપણે પૈસાદાર બન્યા !”

“બેટા, અત્યારે વાત કરવાનો સમય નથી”, કિશોરની માતાએ કહ્યું.

કિશોર અને તેની માતા ચરૂને ઊંચકી પોતાને ઘેર લઈ ગયા અને તેની વ્યવસ્થા કરી.

સવાર પડી. કિશોરમાં તો આજે નવું જ ચેતન દેખાતું હતું. તેનો ચહેરો આજે પ્રફુલ્લિત દેખાતો હતો. તેનામાં આજે અજબ ચેતન હતું.

કિશોર આજે ગરીબ મટી પૈસાદાર બન્યો.



### અભ્યાસરેખા

(૧) કિશોરની સ્થિતિ પહેલાં કેવી હતી ? એ સ્થિતિમાં કેવી રીતે ફેરફાર થયો ?

(૨) ગરીબીમાં કિશોર કેવા વિચારો કરતો ?

(૩) કિશોરને કેવું સ્વપ્ન આવ્યું ? એ સ્વપ્ન શી રીતે સાચું પડે છે ?

(૪) નીચેનાં વાક્યો કોણ કહે છે ? ક્યારે કહે છે ? શા માટે કહે છે ?

(૧) ઊઠ, મને તારા વાડામાંથી કાઢ.

(૨) દયાળુ પરમાત્માએ આપણી કંગાલિયત સામું જોયું તો ખરું.

(૩) બેટા, બેટા, જો તો, આ શું દેખાય છે ?

(૫) નીચેના શબ્દપ્રયોગો વાક્યમાં વાપરી બતાવો :

(૧) સામું જોવું

(૨) રેખઝેખ થઈ જવું

(૩) પાડ માનવો

卐

# ગરીબની હાય

## ભાગ ૨ જો

| | |
|---|---|
| તલ્લીન | ભામટો |
| સદંતર | નરાધમ |
| કપરી | પશ્ચાત્તાપ |

કેટલાક દિવસો બાદ કિશોર પોતાની માતા સાથે વેપાર અર્થે દૂર દેશાવર જવા નીકળ્યો. કિશોરે તો પરદેશમાં જઈ પોતાનો ધંધો શરૂ કર્યો. પેઢી ધમધોકાર ચાલવા લાગી. પહેલાંનો મજૂર કિશોર તે આજે શેઠ બની મહાલવા લાગ્યો. પચીસ પચીસ ગુમાસ્તાઓ કિશોરચંદ્ર શેઠના હુકમ ઝીલવાને તત્પર હતા. પાણી માગે ત્યાં દૂધ હાજર થતું.

ગરીબાઈ વખતની કિશોરની જે ભાવનાઓ અને જે વિચારો હતા, તે ભાવનાઓનો અને તે વિચારોનો કિશોરના હૃદયમાંથી અત્યારે સદંતર નાશ થયો હતો.

કિશોર તો પોતાની મોટરમાં હરેફરે અને લહેર કરે. જગતની તેને પરવા ન હતી.

એક દિવસ કિશોરચંદ્ર પોતાના બંગલાના આગળના બાગમાં બેસી છાપું વાંચવામાં તલ્લીન થયા હતા. તે દરમિયાન એક વૃદ્ધ ભિક્ષુક ગાતો ગાતો બંગલાના ઝાંપામાં આવ્યો.

"પ્રભુએ બહુ દીધું તમને
અમોને કંઈક તો આપો;
નિહાળી હાલ નિર્ધનના,
શ્રીમંતો દુઃખડાં કાપો.

"ઓ દાનવીર શેઠ, આજ બે દિવસ થયા ગામમાં ભિક્ષા માગી રહ્યો છું. પરંતુ કયાંયથી એક પાઈ સરખી પણ મળી નથી, શેઠ સાહેબ, બે દિવસનો ભૂખ્યો છુ. માટે આ ગરીબ તરફ કંઈ હાથ લંબાવો. પ્રભુ તમારું કલ્યાણ કરશે."

ભિક્ષુક આગળ બોલવા જતો હતો એટલામાં કિશોરચંદ્રને ભિક્ષુકના અવાજથી વાંચવામાં અંગાણ પડયું. તેથી તેઓ તડૂકયા અને ભિક્ષુક પાસે જઈ તેને જોરથી બે તમાચા મારી કહેવા લાગ્યા: "અરે ભામટા, કયારનો શી ગરબડ કરી રહ્યો છે? જા, ચાલ્યો જા અહીંથી; અહીં તને કાંઈ પણ નહિ મળે."

આટલાથી પણ કિશોરચંદ્રને કાંઈ શાન્તિ ન વળી. પોતાના પટાવાળાને બોલાવ્યો અને તે ભિક્ષુકને ધક્કા મારી બંગલા બહાર કાઢવાનું કહ્યું.

શેઠની આજ્ઞાનુસાર ક્રૂર હૃદયના પટાવાળાએ તે બિચારા ભિક્ષુકને જોરથી ધક્કો માર્યો. ધક્કો લાગવાથી તે દીન ભિક્ષુક જમીનશરણ થયો. જમીન પર પછડાવાથી માથામાં સખત ફટકો લાગ્યો અને તેથી તેના માથામાંથી લોહી વહેવા લાગ્યું.

કિશોરચંદ્ર બંગલામાં એક ઓરડામાં ખુરશીમાં બેઠા બેઠા આ દશ્ય જોઈ મનમાં ને મનમાં મલકાવા લાગ્યા.

ભિક્ષુકના માથામાંથી લોહી તો વહેતું જ ગયું. તેના મરણની ઘડીઓ ગણાવા લાગી. તે દીન ભિક્ષુકનો શ્વાસ રૂંધાવા

લાગ્યો અને દુઃખિત સ્વરે બોલ્યો: "ઓ નરાધમ શેઠિયા, તેં મારી આ હાલત કરી? ઓ શ્રીમંતાઈમાં અંધ બનેલા શેઠીઆ! તું પણ યાદ રાખજે કે એક દિવસ તારે પણ કમોતે મરવું પડશે."

આટલું કહી તે ભિક્ષુકનો આત્મા આ લોક છોડી પરલોક વાસી થયો.

નિષ્ઠુર હૃદયનો કિશોરચંદ્ર ભિક્ષુકના મરણ વખતના કહેલા શબ્દો સાંભળી ક્રૂર રીતે હસવા લાગ્યો.

કેટલાક દિવસો બાદ કિશોરચંદ્રની માતા બિમારીને લીધે મૃત્યુ પામી. તે વખતને આજે છ મહિના થયા છે. ત્યાં તો એકાએક કિશોરચંદ્રને વેપારમાં મોટી નુકસાની આવી.

લેણદારોએ કિશોરચંદ્રની તમામ માલમિલકત લેણા પેટે જપ્ત કરી છે. છતાં પણ કિશોરચંદ્રને માથે ઘણું જ દેવું રહ્યું હતું. કિશોર હવે શ્રીમંત મટી એક ભિખારી બન્યો.

તે દિવસે ભિક્ષુકે મરણ વખતે કહેલા શબ્દો કિશોરચંદ્રને આજે યાદ આવ્યા. તેના હૃદયમાં આજે અગ્નિની જ્વાલાઓ ભભૂકી રહી હતી.

કિશોરચંદ્ર લેણદારોથી મૂંઝાયો. કિશોરચંદ્રને રહેવાને મકાન તથા ખાવાને અન્ન સરખું પણ ન રહ્યું.

કિશોરચંદ્રની હાલત દીવાના જેવી થઈ ગઈ. તેના મગજમાં ભિક્ષુકે મરણ વખતે કહેલા શબ્દો તરવરવા લાગ્યા.

કિશોરચંદ્ર પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો: "અરેખર! એ ગરીબની હાયથી જ આજે મારો સર્વ નાશ મારી નજરે જોઉં છું."

" હાય ! આજે હું પસ્તાઉં છું."

" લેશો ન હાય ગરીબની,
કપરી ગરીબની હાય;
લીધી હાય ગરીબની,
નાશબીજ રોપાય."

આટલું કહી પાસે પડેલી પિસ્તોલ લઈને કિશોરચંદ્રે પોતાને હાથે પોતાની જીવનદોરી કાપી નાખી.



## અભ્યાસરેખા

(૧) ગરીબીમાં કિશોરના વિચારો કેવા હતા? એ વિચારો ક્યારે બદલાઈ ગયા.
(૨) કિશોરના વિચારો બદલાયા એમ તમે શા ઉપરથી કહી શકશો?
(૩) કિશોરે ભિખારીને શા માટે માર્યો? તેનું શું પરિણામ આવ્યું? ભિખારીએ મરતા મરતા શું કહ્યું?
(૪) ભિખારીના શબ્દો શી રીતે ખરા પડે છે?
(૫) કિશોર મરતી વખતે શું કહે છે? એના મરતી વખતના શબ્દો સાથે ભિખારીના મરતી વખતના શબ્દો સરખાવો.
(૬) નીચેનાં વાક્યો કોણ કહે છે? ક્યારે કહે છે? શા માટે કહે છે?
 (૧) પાણી માગે ત્યાં દૂધ હાજર થતું.
 (૨) એક દિવસ તારે પણ મરવું પડશે.
(૭) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:
 (૧) મનમાં મલકાવું (૨) જપ્ત કરવું (૩) જીવનદોરી કાપી નાખવી (૪) ઘડીઓ ગણવી
(૮) ધારો કે કિશોરની આખી વાત તમારે ત્રણ જ ચિત્રોમાં કહેવી હોય તો દરેક ચિત્રમાં શી હકીકત બતાવશો?
(૯) જો તમેં પૈસાદાર હો તો તમારા પૈસાનો તમે કેવો ઉપયોગ કરો?
(૧૦) ભિખારીના મરણ વખતે કિશોરની માતા હાજર હોત તો તેણે કિશોરને શું કહ્યું હોત?

卐

# દેવ! તારે કાજે

| | |
|---|---|
| પાવળું | પીડિત |
| અજા | ઘેંશ |
| ખાંતે | હરિજન |
| રાખડી | અવેડા |
| પાણે | અડસઠ નીર |

પત્થર ગારો ને ઝાડવાં પૂજ્યાં, પૂજ્યાં વડનાં પાન,
પૂજ્યા ઊંદરડા આવડી પૂજી, શ્વાનને નીર્યું ધાન;
હરિજન તરસ્યો જાણી,
પાયું નહીં પાવળું પાણી!

ઘૃત સુગંધી ને પુષ્પ ચઢાવ્યાં, દીધાં ફળોનાં દાન,
દેવ! મંગાવીને દેગડાં મોટાં, દૂધે કરાવ્યા સ્નાન;
બાળુડાંના દૂધમાં પાણી,
પીડિતોની પીડ ના જાણી.

ત્હારા કાજે મેં તો વાઘા સીવાર્યાં, ને સોળ ધર્યા શણગાર,
મહેલ સમા ત્હારાં મંદિર બાંધ્યા, સાવ સોનાનાં દ્વાર;

ફાટચું ભંગી ગોદડું માગે,
વૈરી મ્હારી લડવા લાગે.

ત્હારે કાજે મેં તો કેશ વધાર્યા ને લીધો અજાનો વેશ,
ચુરમાં ચોળાવ્યા ગોર મા'રાજોને, ના આપી ગરીબોને લેશ;

એઠું જૂઠું માગવા આવે,
નોકર મ્હારો લાત લગાવે.

ખાંતે ખાંતે મેં તો ખાજાં બનાવીને પ્રીતે ધરાવ્યાં થાળ,
બેટડો મ્હારો જો બટકું માગે, ખેંચું ચૂંટી લઈ ગાળ !

હરિજન રાબડી કાજે,
દ્વારે દ્વારે દુઃખીઆં જાચે.

ઊંટ ગધેડાંને પાણી પાવા કાજે બાંધ્યા હવેડા ને વાવ,
માનવકૂળને ખાસડે માર્યું પૂછચો નહીં કંઈ ભાવ !

હરિજન ઊતરે આડો;
બિચારાનો બગડે દહાડો !

પાણામાં પેઠેલાં શોધવા તુજને, આંખ મીંચી ધરું ધ્યાન,
ઉઘાડી આંખોની સામે ઊભેલો ભાળું નહીં ભગવાન;

છતી આંખે આંધળા જેવો,
મ્હારા જેવો કોણને કહેવો !

ગંગા ન્હાયો વળી ગોમતી ન્હાયો, ન્હાયો અડસઠ નીર,
હૈયું મ્હારું ત્હોયે પત્થર પેઠે, પલળ્યું નહીં લગીર !

પાકા કાળા પાણકા જેવો,
બન્યો મ્હારા દેવના જેવો !

卐

## અભ્યાસરેખા

(૧) દેવને રીઝવવાને કવિએ શા યત્નો કર્યા? એક પછી એક ગણાવો.

(૨) ઈશ્વરને રીઝવવા જતાં દરેક યત્નમાં કવિએ કોની કોની અવગણના કરી? એક પછી એક ગણાવો.

(૩) આ બધા યત્નો માટે કવિના મનમાં હવે કેવી લાગણી થતી હશે? શા માટે એવી લાગણી થતી હશે?

(૪) કવિ પોતાને કોની સાથે સરખાવે છે? શા માટે?

(૫) કવિના દેવ કેવા છે? શામાં રહેલા છે? કવિ પોતે પોતાના દેવ જેવા બન્યા એમ શા ઉપરથી કહી શકાય?

(૬) 'હરિજન' એટલે કોણ? એવું નામ શાથી પડ્યું?

(૭) આપણો સમાજ 'હરિજન' પ્રત્યે કેવું વર્તન રાખે છે? એવું વર્તન તમે પસંદ કરો ખરા? તમારા જવાબનાં કારણો આપો.

(૮) ધારો કે કવિની જગાએ તમે હો તો કવિને બદલે તમે શું શું કર્યું હોત?

卐

[ ૨૭ ]

# શંકરાચાર્ય

| | | |
|---|---|---|
| વિરલ | | વિલક્ષણ |
| દંપતી | | કુશાગ્રબુદ્ધિ |
| પારંગત | અભેદભાવ | અનન્ય |
| દીક્ષા | યુગપુરુષ | દિગ્વિજય |
| બાલવૃદ્ધ | | પ્રખર |
| વિદુષી | | તુલના |
| ન્યાયપરાયણ | | સનાતન |
| મોજૂદ | | સિદ્ધાંત |

આજથી આશરે અગિયારસો વર્ષ પહેલાં આપણા આર્યાવર્તમાં અનેક ધાર્મિક ઝઘડાઓ જાગ્યા હતા. એ દુઃખદ સ્થિતિમાં દેશને જાગૃત કરી, ધર્મના એકમતના ઝંડા નીચે લાવનાર વિરલ મહાપુરુષનો જન્મ દક્ષિણાપથના કેરલ પ્રાંતના કાલટી ગામમાં થયો.

એ વિલક્ષણ પુરુષ તે શંકરાચાર્ય. એ જ્ઞાતિએ બ્રાહ્મણ હતા. એમના પિતાનું નામ શિવગુરુ; માતાનું નામ સતી. વર્ષો સુધી આ દંપતીને પુત્ર થયો નહિ એટલે તેમણે શંકર ભગવાનનું વ્રત કર્યું. મોટી ઉમરે સતીએ આ તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. શંકરની દયાથી મળેલા આ પુત્રનું નામ પણ શંકર જ રાખ્યું.

ત્રણ વર્ષની વયે તો શંકરે પિતાને ગુમાવ્યા. તેમનું અકાળ અવસાન થયું. પાંચમે વર્ષે તો માતાએ શંકરને ગુરુને ઘેર ભણવા મૂક્યા. કુશાગ્રબુધ્ધિનો બાળક શંકર બે વર્ષના ટૂંક સમયમાં તો પાછો ફર્યો. સતીને તો નવાઈ લાગી. 'તું કેમ પાછો આવ્યો ?', તેણે આશ્ચર્યથી પૂછ્યું. શંકરે વિનયપૂર્વક ઉત્તર આપ્યો: "બા, હું બધાં શાસ્ત્રોનો અભ્યાસ પૂરો કરી ચૂક્યો છું. ગુરુ પાસેથી મારે હવે કશું પણ મેળવવાનું બાકી રહ્યું નથી."

ખરેખર, સાતમે વર્ષે તો બાળક શંકર બધાં શાસ્ત્રોમાં પારંગત બની ગયો! મોટા મોટા પંડિતો સાથે જ્ઞાનની હરિફાઈમાં ઊતરવા લાગ્યો. જોતજોતામાં તો એની કીર્તિ વિજળીને વેગે આખા પ્રાંતમાં પ્રસરી ગઈ.

કેરલ દેશના વિદ્યારસિક રાજવી રાજશેખરે આ વાત જાણી. તુરત જ પોતાના પ્રધાનને શણગારેલો હાથી લઈ શંકરને તેડવા મોકલ્યો. ગરીબ બ્રાહ્મણને બારણે હાથી ઝૂલતો જોઈ લોકોની તો ઠઠ જામી ગઈ. શંકર તો ઘરના વાડામાં પુસ્તકમાં લીન બની રહ્યો હતો. સતીએ તેને બોલાવ્યો. પ્રધાને બે હાથ જોડી રાજાની વિનતિ જણાવી. ગાંભીર્યની મૂર્તિ જેવા સાત વર્ષના શંકરે તો સુણાવી દીધું કે "હાથી પર બેસી દરબારમાં આવવાનો મને મોહ નથી. એમાં મારી શોભા નથી. હું તો બ્રહ્મચારી છું." આ સંદેશ મળતાં રાજાએ પોતે પગે ચાલીને આવી શંકરના ચરણમાં શિર નમાવ્યું.

પરંતુ શંકરાચાર્યને તો આવી કીર્તિની પરવા નહોતી. તેને તો સંન્યાસી બનવું હતું. અનન્ય પ્રેમી માતાને પરાણે

સમજાવી, આશ્વાસન આપી, તેણે સંન્યાસ લેવા માટે ઘર છોડયું. નર્મદા નદીને કિનારે આવેલા પવિત્ર આશ્રમમાં ગુરુ ગોવિંદનાથે આથમતા સૂર્યની લાલાશમાં શંકરને સંન્યાસની દીક્ષા આપી. આ પ્રસંગે શંકરની વય માત્ર આઠ જ વર્ષની હતી.

આટલી નાની ઉંમરના આપણા બાલસંન્યાસી શંકરે ચૌદમે વર્ષે તો ધાર્મિક દિગ્વિજય કરવાનું બીડું ઝડપ્યું. ગુરુનો મઠ છોડી કાશી પહોંચ્યા. ગંગાકિનારે એમને અનેક બાળવૃદ્ધ શિષ્યો મળ્યા. કાશીમાં કેટલાંક વર્ષો ગાળ્યા પછી તેઓ હિમાલયની તળેટીમાં આવેલા બદ્રિકાશ્રમમાં જઈ રહ્યા. પરંતુ ધર્મના મતમતાંતરમાં રૂંધાતા આપણા સમાજને એક કરવાને શિષ્યો સાથે પાછા ફર્યા. કાશ્મીરથી તે ઠેઠ રામેશ્વર સુધી પ્રવાસ કરી જુદા જુદા ધર્મમતોને ઠેકાણે આણ્યા.

પ્રવાસ દરમિયાન માહિષ્મતી નગરીના મહાપંડિત મંડનમિશ્રની સાથે એમને મોટો વિવાદ થયો. આ બે પ્રખર પંડિતોના વિવાદમાં કોણ જીતે અને કોણ હારે એનો ન્યાય કોણ કરી શકે? છેવટે મંડનમિશ્રની વિદુષી ભાર્યા ઉભયભારતીએ બન્ને પક્ષની તુલના કરી નિર્ણય આપવા કબૂલ્યું અને ચર્ચા શરૂ થઈ. સભામંડપ તો વિદ્વારસિક શ્રોતાઓથી ઉભરાવા લાગ્યો. બન્ને એક બીજાથી ગાંજ્યા જાય એવા નહોતા. દિવસો પર દિવસો વીતવા લાગ્યા અને તેમતેમ શ્રોતામંડળનો આનંદ પણ વધવા લાગ્યો. આખરે શંકરાચાર્યે મંડનમિશ્રને હરાવ્યા. ઉભયભારતીએ ઉદારચિત્તે તેમના ગળામાં વિજયમાળા આરોપી, પોતાના પતિનો પરાજય જાહેર કર્યો! કેવી ન્યાયપરાયણ, પ્રમાણિક અને સત્યશીલ સ્ત્રી?

મંડનમિશ્ર અને ઉભયભારતી બન્ને શંકરના શિષ્ય બન્યા. શંકરાચાર્યે ત્યાર પછી આર્યાવર્તમાં અનેક આશ્રમો સ્થાપી સનાતન ધર્મનો દિગ્વિજય કર્યો. આજે પણ એમના વિખ્યાત મઠો દ્વારકા, શૃંગેરી, જગન્નાથપુરી અને કાશ્મીરમાં મોજૂદ છે.

એક વખતે એવું બન્યું કે શંકરાચાર્ય પોતાના શિષ્યમંડળ સાથે ગંગાતીરે સ્નાન કરવા નીકળ્યા. રસ્તામાં એક ચંડાળ સામે મળ્યો. ચંડાળ વિદ્વાન લાગતો હતો. સાથે ચાર ભયંકર શિકારી કૂતરા પણ ચાલ્યા આવતા હતા. ચંડાળને જોતાં જ શંકરાચાર્યે બૂમ મારી: "અરે ચંડાળ, માર્ગમાંથી એક બાજુ હઠી જા." ચંડાળનું ચિત્ત ચગડોળે ચઢ્યું. તે એકદમ ઊભો રહ્યો અને વિનયપૂર્વક પ્રશ્ન કર્યો: "હે પંડિતરાજ, આપ તો મોટા સમર્થ વિદ્વાન છો. કહો તમે કોને દૂર જવાનું કહો છો? જો તમે આ મારા શરીરને દૂર હટવાનું કહેતા હો, તો એ શરીર તમારા શરીરના જેવું જ છે, અને એની માફક જ અન્ન વગેરેથી પોષાયલું છે. જો મારા શરીરમાં રહેલા આત્માને તમે એમ કહેતા હો, તો શું મારો આત્મા તમારા આત્માથી જુદો છે વારુ?"

સમસ્ત ભારતવર્ષમાં વિજયનો ડંકો દેનાર વિજેતા દિંગ જ બની ગયા. ઘડીભર વિચારમાં ગરકાવ થયા; પરંતુ તેમના અંતરમાં ઉજાસ થયો.

શંકરાચાર્યે સ્મિત કરી નિરાભિમાનપણે જવાબ આપ્યો: "તમારી વાત અક્ષરેઅક્ષર સત્ય છે, તમારા સિદ્ધાંત પ્રમાણે. આજથી હું 'આ ચંડાળ છે, અસ્પૃશ્ય છે' એવી ભેદબુદ્ધિનો હંમેશને માટે ત્યાગ કરું છું." કેવો અભેદભાવ!

આપણા આવા જગદ્‌ગુરુ શ્રીમદ્‌ શંકરાચાર્યે ફક્ત ૩૨ વર્ષની નાની ઉંમરે તો કૈલાસમાં જઈ સમાધિ લીધી. એમના જેવા યુગપુરુષનું અમર નામ આપણા ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાય એમાં નવાઈ શી?



## અભ્યાસરેખા

(૧) શંકરાચાર્યનો જન્મ ક્યાં થયો? ક્યારે થયો?
(૨) એમનું નામ 'શંકર' કેમ પડ્યું?
(૩) શંકરાચાર્યે વિદ્યાભ્યાસ કેટલા વખતમાં કર્યો?
(૪) રાજશેખર તેમને પગે કેમ પડ્યો હશે?
(૫) શંકરાચાર્ય ઘર છોડીને ક્યાં ગયા? શા માટે એમણે ઘર છોડ્યું?
(૬) ગુરુનો મઠ છોડી શંકરાચાર્ય ક્યાં ગયા?
(૭) માહિષ્મતીમાં શો બનાવ બન્યો?
(૮) ચંડાળ સાથે એમને શી વાતચીત થઈ? એમણે શું નિર્ણય કર્યો? શા માટે એવો નિર્ણય કર્યો હશે?
(૯) ઉભયભારતી વિષે તમારો અભિપ્રાય આપો.
(૧૦) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:
(૧) અકાળ અવસાન થવું
(૨) પારંગત બનવું
(૩) ઠંડ જામી જવી
(૪) લીન બની જવું
(૫) ચગડોળે ચઢવું
(૬) દિંગ બનવું
(૭) સમાધિ લેવી
(૮) માંજ્યા જવું

卐

[૨૮]

# ખોટી બેઆની

| નિરાકરણ | પ્રતિકૃતિ | રેસ્ટોરાં | અકાલીન' |
| --- | --- | --- | --- |
| અન્તિમ | સાશંક | રીઢો | કંડક્ટર |

હમણાં થોડા દિવસ પર મારા હાથમાં, કોણ જાણે ક્યાંથી, ખોટી બેઆની આવી ચઢી હતી. એ બેઆની ખોટી છે એમ જ્યારે મોદીએ તે પાછી આપતાં અર્ધ તિરસ્કારયુક્ત અવાજે મને જણાવ્યું ત્યારે કયો મોરલો આ કલા કરી ગયો એમ મને થયું. પરંતુ એ પ્રશ્નનું નિરાકરણ થઈ શકે તો પણ એથી એટલી બેઆની પૂરતી મારી ગરીબાઈ ઓછી થાય એમ નહોતું. એ પ્રશ્ન પડતો મૂકી એ બેઆનીને શી રીતે ચલાવી તેનો મેં વિચાર કરવા માંડ્યો.

હાથમાં વર્તમાનપત્ર રાખી વાંચવાનો ડોળ કરી મેં ટ્રામના કંડક્ટરને એ બેઆની જરા પણ અચકાયા વગર આપી. એણે ટિકિટ આપી ને બેઆની લેવા પ્રયત્ન કર્યો. જૂઠી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન હોય છે. એ ન્યાયે કંડક્ટરના હાથમાંથી એ ચંચળતાની મૂર્તિ સરીને નીચે પડી; અને સાચી બેઆની જેવો અવાજ કરવાનો નિષ્ફળ યત્ન કર્યો.

કંડક્ટરે બેઆની ઉપાડી, વિસ્મયથી તેને ફેરવી ફેરવીને જોઈ. રાજાની નિર્દોષ પ્રતિકૃતિ સામું થોડીવાર એ ઘૂરક્યો; ને પછી કંઈ પણ બોલ્યા વગર બેઆની મારા હાથમાં પાછી મૂકી.

એનું જ અનુકરણ કરી, મેં બેઆની પાછી લીધી, વિસ્મયથી થોડી વાર હું તેના સામું જોઈ રહ્યો, પછી ફેરવી ફેરવીને મેં તેનું બારીક અવલોકન કર્યું. રાજાની પ્રતિકૃતિ સામું ઠપકાભરી નજરે જોયું; ને પછી કંઈ પણ બોલ્યા વગર એ બેઆની ગજવામાં મૂકી; બીજી કાઢી અને આપી. વિજયની નજર ફેંકી કંડક્ટર એને પંથે પળ્યો.

ચા પીવાની સામાન્ય ઇચ્છા તો મને હમેશ જ રહે છે. પરંતુ હૃદયના ઊંડા ઊંડાણમાંથી 'ચા! ચા!'નો પોકાર ન ઊઠે ત્યાં સુધી, પૈસા ખરચીને રેસ્ટોરાંમાં ચા પીવા હું બનતા સુધી જતો નથી. પંદરવીસ મિનિટ પૂર્વે જ ચાનો સંયોગ થયેલો હોવાથી, હૃદયમાંથી ચાનો પોકાર ઊઠવાની હજી અર્ધા એક કલાક જેટલી વાર હતી; છતાં આ પ્રસંગે હું એવા પોકારની વાટ જોયા વગર, ખોટી બેઆની ચલાવવા માટે આનો ખરચી નાખી મને કદી નહિ મળેલો એવો વ્યવહાર-કુશળતાનો યશ મેળવવાની મહાત્ત્વાકાંક્ષાથી એક રેસ્ટોરાંમાં દાખલ થયો.

એકલી બેઆની પકડાઈ જવાનો સંભવ વધારે એમ લાગવાથી મેં સાવચેતી વાપરી. ચારેક આના જેટલો ખર્ચ કરવો એમ ધારી ચા ઉપરાંત બીજું પણ કૈંક મંગાવ્યું. ચા પૂરી કરી હું પૈસા આપવા ગલ્લા પાસે ગયો.

'ચાર આના લો.' વેઇટરે બૂમ પાડી. પૈસા લેવા માટે ગલ્લા પાસે ઊભેલા પુરુષની આંખો ઘણી નબળી હોય એમ મને લાગ્યું; અને "એ ઉપકાર ગણી ઈશ્વરનો" હું હરખાયો.

પરંતુ હિન્દુસ્તાનના હરખની પેઠે, મારો હરખ પણ અકાલીન ને અકારણ નીવડ્યો.

બે ખરા આના વચ્ચે ખોટી બે આની મૂકીને મેં એને આપી ને રોફભેર ચાલવા માંડ્યું. પણ બે પુરુષ વચ્ચે ચાલતી હોય તો પણ સ્ત્રીના તરફ જ જોનારની નજર ખેંચાય એમ એની નજરે બે આના વચ્ચે રહેલી બેઆની જ પડી.

"શી? મિસ્ટર!" એણે મને બૂમ મારી.

આશ્ચર્ય પામતો હોઉં એવી રીતે હું પાછો ફર્યો.

"કેમ?" મેં પૂછ્યું.

"એ નહીં ચલેગી.", કહી એણે બેઆની પાછી આપી. "કેમ? ખોટી હૈ? ખોટી શેની? મેં લીધીને!" "દૂસરી દો." "તું કોઈ બીજાને પધરાવી દેજે." "નહીં, દૂસરી દો." "ખોટી શાથી થઈ? એના ઉપર છાપ નથી? અને આપણે એને ખરી માનીને ચલાવવા માંડીએ એટલે એ ખોટી હોય તોયે ખરી જ થઈ જશે."

પણ એના મોં સામું જોઈ વાક્ય પૂરું કરવા કરતાં બેઆની બદલી આપી ચાલ્યા જવું વધારે સલામત લાગવાથી મેં તેમ કર્યું.

આ પછી મેં બે-ચાર દિવસ સુધી એ બેઆની ચલાવવા તનતોડ મહેનત કરી; પણ વફાદારીની વધારે પડતી ભાવનાવાળી એ બેઆનીએ મારો ત્યાગ ન જ કર્યો. આપણે લક્ષ્મીને અને સ્ત્રીને ચંચળ કહીએ છીએ, પરંતુ ગરીબ બિચારો પુરુષ લક્ષ્મી

ને સ્રીના પાશમાં સપડાયેલો, ગમે એટલાં ફાંફાં મારે પણ એકેના પાશમાંથી છૂટો નથી થઈ શકતો. કદાચ તેટલા જ માટે માત્ર પોતાના માનસિક સંતોષને ખાતર એ સ્રી તથા લક્ષ્મીને 'ચંચળ જાત' કહેતાં શીખ્યો હશે.

આખરે અન્તિમ ઉપાય તરીકે ભિખારીને આપી દઈને કે દહેરામાં નાખીને એની પીડામાંથી મુક્ત થવાના મરણિયા નિશ્ચય પર હું આવ્યો; પરંતુ એટલામાં મને એક યુક્તિ સૂઝી.

એક કાણા પાનવાળાની દુકાને જઈ મેં બે પૈસાનાં પાન ખરીદી તેને રૂપિયો આપ્યો. તેણે બે પૈસા કાપી લઈ બાકીનું પરચુરણ આપ્યું. પરચુરણ ગણી જોતાં યુકિતપૂર્વક પેલી ખોટી બેઆની મેં એના ભેગી સેરવી દીધી. પછી જાણે અચાનક નજર પડી હોય એમ એ બેઆની મેં બહાર કાઢી કૈંક સાશંક દૃષ્ટિએ એના તરફ જોયું.

"આ ખોટી છે, બીજી આપ", એમ કહી પાનવાળાને પાછી આપી.

પાનવાળાએ બેઆની પાછી લીધી અને કહ્યું: "મારી પાસે બીજી બેઆની નથી. તમે બે આના આપો તો હું પાવલી આપું." મેં બે આના આપી એની પાસેથી પાવલી લીધી.

'જંગ જીત્યો રે મારો કાણિયો!' નું ગીત ધીમે અવાજે ગાતો હું ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં બે ત્રણ મિત્રો મળ્યા તેમને બેઆનીની કથા કહી અને મારા વિજયનું અખંડ સ્મરણ જાળવવા તેમને ચા પીવા પાસેના રેસ્ટોરમાં લઈ ગયો.

ચા પી પૈસા ચૂકવવા પેલી પાનવાળાની પાવલી મેં રેસ્ટોરાંના માલિકને આપી. એણે પાવલીને જમીન પર પછાડી; ત્યાં રૂપાનો ઢોંગ કરતી એ પાવલી કલાઈના અવાજે કકળી ઊઠી.

"એ પાવલી નહિ ચલેગી, દૂસરી દો." અને અનુભવે રીઢો બનેલો હું કૈં પણ બોલ્યો નહિ ને પાવલી બદલી આપી. અપૂર્વ પરાક્રમ કર્યા પછી હારેલા વીર યોદ્ધાની પેઠે ત્યાંથી પાછો ફર્યો. અને 'જંગ જીત્યો મારો કાણિયો'ની બીજી પંક્તિ "વહુ ચલે જળ જાનિયો" હતાશ હૃદયે સંભારી.

"લાવો હું એ ચલાવી આપીશ, મારા એક મિત્રે કહ્યું." એ અતિ શ્રદ્ધાળુ હૃદયને આઘાત ન પહોંચાડવાના ઈરાદાથી મેં એને પાવલી આપી.

થોડા દિવસ પછી એ મિત્ર મને પાછો મળ્યો. મેં પૂછ્યું: "કેમ ? પેલી પાવલી ચાલી ખરી કે ?"

"અરે ! હા. તે જ દિવસે મેં કોઈને પોરવી દીધી."

આમ મારી પાવલી ચાલી ખરી; પણ તેથી મને કૈં પણ લાભ થયો નહિ. એ મિત્રે મને પેલી પાવલીના બદલામાં બીજી પાવલી આપવી જોઈતી હતી; પરંતુ ત્યાર પછી અનેક વાર મળવા છતાં મારી પાવલી ચલાવવાની પોતાની કળાની વારંવાર પ્રશંસાયુક્ત કથા કરવા છતાં એણે એ પાવલી પરના મારા હક્ક વિષે શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી !



## અભ્યાસરેખા

(૧) લેખકે ખોટી બેઆની ચલાવવા શા અખતરા કીધા ? શી રીતે બેઆની પાછી આવી ?

(૨) બેઆનીને બદલે પાવલી લેખકની ગાંઠે શી રીતે વળગી ?

(૩) એ પાવલી કોણે ચલાવી આપી? એથી લેખકને શો લાભ થયો?

(૪) 'જંગ જીત્યો રે મારો કાણિયો' એમ લેખક ક્યારે કહે છે? પાછળથી 'વહુ ચલે જબ જાનિયો' એમ કેમ ઉમેરવું પડ્યું?

(૫) શોધી કાઢો:

નીચેના વાક્યો ક્યારે અને શા માટે વપરાયાં છે?

(૧) જૂઠી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન હોય છે.

(૨) રાજાની નિર્દોષ પ્રતિકૃતિ સામું થોડી વાર એ ઘૂરક્યો.

(૩) બે પુરુષ વચ્ચે ચાલતી હોય તો પણ સ્ત્રીના તરફ જ જોનારની નજર ખેંચાય

(૪) રૂપાનો ઢોંગ કરતી પાવલી કલાઈના અવાજે કકળી ઊઠી.

(૫) હિંદુસ્તાનના હરખની પેઠે મારો હરખ પણ અકાલીન અને અકારણ નીવડ્યો.

(૬) લેખકની આ જ 'ખોટી બેઆની' પોતાની કથા કહેતી હોય એવી રીતે તેના અનુભવો તમારા શબ્દોમાં ટૂંકમાં લખો.



# યુદ્ધપ્રયાણ

| | | |
|---|---|---|
| પરબ્રહ્મ | મુરારિ | અર્કઈન્દુ |
| વારણાં | વિધાતા | પ્રસૂતા |
| નિકુંભના | ઉન્માદ | ભડભાથી |
| મીટ | દૌહિત્ર | કાળભાથી |

( ભુજંગી )

મહારાજ લંકાતણો એમ ભાખે,
"નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે;
તારે મન હું સુંદરી! નાથ ગેહેલો,
કીધો જ્ઞાન વિચાર મેં સર્વ પહેલો. ૧

પરબ્રહ્મ એ રામ આનંદકારી,
મને મારવા માનુષી દેહ ધારી;
જાણી જોઈને જાનકી હર્ણ કીધું,
ઘેલી નાર! મેં મર્ણ માગીને લીધું. ૨

ધન્ય તાત માહારો! ધન્ય માત માહારી!
મુજ કારણે અવતર્યા શ્રી મુરારી;
ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા,
ઘણા રાવરાણા જીતી દંડ લીધા. ૩

તને નાર મંદોદરી વાત પૂછું,
મારા ભોગવિલાસમાં શું ય ઓછું?
હવે માયાના સુખથી મન ભાગ્યું,
રઘુનાથને હાથ હું મર્ણ માંગુ!" ૪

સુણી કંથના મુખથી જ્ઞાનવાણી,
ઘણું રીઝ પામી નમી પાય રાણી;
કવચ પહેરી મહારાજ દસ ટોપ ધરિયા,
બાંધી ખડ્ગ હથિયાર સહુ બાણુ ભરિયા. ૫

ધરી ધનુષ ને શૂલ ત્રિશૂલ ભારે,
છત્રીસે હથિયાર મહારાજ ધારે;
ઝગે કુંડલ લોલ શું અર્ક ઇન્દુ,
કરે કુમકુમે નાર લેલાટ બિન્દુ. ૬

સત્તર લાખ પુત્રી પિતા પાસ આવે,
લેઈ ઓવારણું મોતી પુષ્પે વધાવે;
આશિષ દે છે બહુ મંત્ર મેલા,
"જીતી રામને આવજો રાય! વેહેલા." ૭

માર્યાં મહિષ અજા, ઘણા ભોગ દીધા,
રુધિર ચાંદલા કુંઈક કપાળ કીધા;
મંદોદરી માતને પાય લાગી,
ચડ્યો રથ ઇંદ્રજિત આશિષ માગી. ૮

નખશિખ કુંઅર જોઈતે મોહી માતા,
વિખાણે ભલી ભાત, 'ધન તું વિધાતા!
કોણ જત્નથી આવડાં રત્ન ઘડિયાં?
હું રાંકડી માતને પેટ પડિયાં! ૯

શ્રીરામ સાહામો તે સંગ્રામ લેવો,
ન જાણું સમાચાર હવે આવે કેવો!
કહે પુત્રને માવડી શીખ છાની,
રખે બાપ માહારા! કરો પાછી પાની! ૧૦

રઘુનાથ સાથે રૂડું જુદ્ધ કરવું,
ધરી દેહ તેને એક જ વાર મરવું!"
પ્રસૂતા તણી શીખ માથે ચઢાવી,
અતિકાય બેઠો રથે નિજ આવી. ૧૧

જુધે જાય અતિકાય, ને મન માહાલે,
જાણે અભ્ર આકાશમાં ચંદ્ર ચાલે!
કીધો હોમ નિકુંભના ચર્ણ સેવી,
થયાં તૃપ્ત પૂજા થકી માત દેવી. ૧૨

ઉન્માદ મેઘનાદને મન વ્યાપ્યો,
પામ્યો રથ અભંગ અમ્બાએ આપ્યો;
નવ નીર બોળે નવ હિમ ગાળે,
ન છેદાય શાસ્ત્રે, નવ અગ્નિ બાળે. ૧૩

પેસે સપ્ત પાતાળ આકાશ ઊડે,
ઇદ્રજિત બેઠો એવે રથ રૂડે;
રાય રાવણે પાટવી પુત્ર નિરખ્યો,
દીસે શૂર સોહામણે સૂર્ય સરખો! ૧૪

એવું વર્ણવ્યું ઇન્દ્રજીત સ્વરૂપ,
વખાણું હવે રાય કુંભકર્ણ ભૂપ.
અધ કોષ ઊંચો, એક કોસ ચોડો,
ભડભાથીનો રથ છે લાંબો પહોળો. ૧૫

મુખ આગળે કેસરિ સોળ જોડ્યા,
તાણે ત્રેલિયાં ત્રણુસેં ઘટ્ટ ઘોડા;
ખર જાતના સાતસેં બેહુ પાસે,
હાંકે જૂજવા સારથી હેમ રાશે. ૧૬

ડચકાર હોંકારના નાદ ઊઠે,
રથ ઠેલવા હાથી પચાસ પૂઠે;
ગ્રહી વાંસલા વીંધણાં લોહ હાથે,
શત એક સૂતાર છે રથ સાથે. ૧૭

નમ્યા ભૂપને ભાઈ મહાકાળ ભાથી,
રથ ઉપરે બેઠો કુંભકર્ણ હાથી;
કીધી ગર્જના ક્રોધની મીટ માંડી,
નાઠા વાનરા પોળ લંકાની છાંડી. ૧૮

એ તો મેં વખાણ્યું કુંભકર્ણ રૂપ,
હવે વર્ણુવું રાયલંકેશ ભૂપ;
અણુભંગ નવરંગ છે રથ સાર,
મન પવન વેગી જોડ્યા અશ્વ ચાર. ૧૯

સાથે લક્ષ છત્રીસ વાજિંત્ર બોલે,
ચળે ચંદ્ર સૂર્ય, ઈંદ્રાસન ડાલે;
ડાલે દુર્ગ, અવનિ, પાતાળ સાતે,
અસ્વારી કીધી જવ લંકાનાથે. ૨૦

રૂપસુંદરી રાક્ષસી ગોખ આવે,
દશગ્રાવને મોતી પુષ્પે વધાવે;
ભ્રાત પુત્ર દોહિત્ર ભત્રિજ સાથે,
કીધું ગમન સંગ્રામ લંકાને નાથે. ૨૧

આવી કુશળતાની ભેટ સૌ દેવ આપે;
રખે રામ હારે પછે એ સંતાપે!
વાયુ વાટ વાળે મન બીહીક ધરતા,
ચાલે આગળે મેઘ છંટકાવ કરતા. ૨૨

નવગ્રેહ આવી, આગે ભેટ કરતા,
મનમાં શાપ દે, "રાય રખે પાછા ફરતા!"
લેઈ ભેટ, સહુ દેવ વિદાય કીધા,
"મોટું ભાગ્ય," કહે દેવ, સાથે ન લીધા." ૨૩

રાક્ષસરાય આવ્યા રઘુવીર સામા,
નાઠા વાનરા, સર્વ કો ત્રાસ પામ્યા.



## અભ્યાસરેખા

(૧) યુદ્ધે જવા કોણ કોણ તૈયાર થાય છે?
(૨) રાવણને કોણ કોણ વિદાય આપે છે?
(૩) મંદોદરીને રાવણ શી રીતે સમજાવે છે?
(૪) પુત્રોને જોઈને મંદોદરી મનમાં શું વિચાર કરે છે!
(૫) પુત્રોને મંદોદરી શી શીખ આપે છે?
(૬) ઇંદ્રજીતને રથ કોણે આપ્યો? તે રથ કેવો હતો?
(૭) કુંભકર્ણનો રથ કેટલો મોટો હતો? એ રથ ખેંચવા કયા જનાવરો રાખ્યા હશે?
(૮) સુથારો રથ સાથે શા માટે ચાલતા હશે?
(૯) રાવણે યુદ્ધની તૈયારી કીધી ત્યારે શું ધ્રૂજવા લાગ્યું?
(૧૦) દેવો રાવણને શા માટે ભેટ આપતા હતા? તેમના મનમાં રાવણને માટે શો વિચાર હતો?



# મહાન આલ્ફ્રેડ

| | |
|---|---|
| બુડથલ | ભોથા |
| અનાડી | ગરકાવ |
| બોથડ | બેઅદબી |
| આનાકાની | અંગરક્ષક |

ડોસી:—અરે બુડથલ, તને પાણી ભરવા આજ મેં મોકલ્યો એ જ ભૂલ કરી. આજ વળી આ ઘડો ફોડીને આવ્યો !

આલ્ફ્રેડ:—( મજૂરના વેશમાં ) ડોસીમા, એમાં મારો કાંઈ વાંક નથી. હું વિચાર કરતો કરતો આ ઘડો ભરીને ચાલ્યો આવતો હતો ત્યાં ઠેસ વાગી, હું પડી ગયો અને આ ઘડો પણ ફૂટ્યો.

ડોસી:—તારા જેવા ભોથાને વળી વિચાર શા કરવા હોય ! ગઈકાલ ઘણુમાં મોકલ્યો ત્યારે પણ બધું ક્યાંઈ રડખતું મૂક્યું. તે પહેલાં વાડીએ મોકલ્યો ત્યાં ય બધો ઓટલો વાળ્યો અને આજ આ કમાણી કરી આવ્યો !

આલ્ફ્રેડ:—માડી, તમને ફાવે તે શિક્ષા કરો, પણ તેમાં જાણી જોઈને કાંઈ કર્યું નથી.

ડોસી:—હા, તારાથી તો બધું અજાણ્યે જ થઈ જાય છે ! એમને હું કહેતી કે આવા અનાડીને રાખવો રહેવા દો. તે

મારે કાંઈ કામ આવવાનો નથી; છતાંય મારું માન્યું નહિ, અને મારા શા ભોગ લાગ્યા કે તારાં પાનાં પડ્યાં?

આલ્ફ્રેડ:—હશે ડોસીમા, હું ક્યાં કાંઈ પગાર માગું છું? હુ તો પેટ માટે તમે કહો તે તમારી મજૂરી કરું છું. હવે બહારનું કામ મારાથી બગડે છે, માટે ઘરનું જ મને સોંપજો.

ડોસી:—બળ્યું તારું કામ. લે, આ રોટલા અધૂરા મૂકીને મારે પાણી ભરવા જવું પડે છે; માટે તે તું ચેડવજે. જોજે સંભાળીને શેકજે, બાળી મૂકતો નહિ.

આલ્ફ્રેડ:—બહુ સારું માજી, હું સંભાળથી રોટલા ચેડવીશ.

ડોસી પાણી ભરવા ગયાં અને આલ્ફ્રેડ, પોતાના સરદારોને લશ્કરના માણસો એકઠા કરવા મોકલ્યા હતા તે હજી કેમ આવ્યા નહિ, તેની ચિંતામાં ગરકાવ થઈ ગયો અને શેકવા મૂકેલા રોટલા બધા બળી ગયા.

ડોસી:—(પાણી ભરીને પાછાં આવતાં) અલ્યા જોન, આ શું કર્યું? તેં તો બધા ય રોટલા બાળી મૂક્યા! આજ તે બધા કોયલા તારા જ ભાણામાં આપીશ. હવે તો તેં મને બહુ કવરાવી. ઊભો રહે, બેઢું નીચે મૂકીને તને હાથરસનો સ્વાદ ચખાડું. પીટ્યા, આટલુંય ભાન ન રાખ્યું?

ડોસો—સબૂર, મેડમ, સબૂર, આ તમે કોને કહો છો? અને આટલી ગાળો કોને ભાંડો છો તેની કાંઈ તમને ખબર છે?

ડોસી:—કોને શું? આ તમે સોંપેલા બોથડને.

ડોસો:—એ તો આપણા રાજા મહાન આલ્ફ્રેડ છે. તેમને પગે લાગ, અને જલદી માફ માગ. દયાળુ રાજાજી, આપને મેં

નહોતા ઓળખ્યા. હું આપને પગે પડીને પ્રણામ કરું છું, અને આ મારી સ્ત્રીના અપરાધની પણ હું માફી માગું છું.

આલ્ફ્રેડ:—નહિ, એમાં તમારો કે તેમનો અપરાધ કાંઈ છે જ નહિ. તમે તો મને આ છૂપા વેશમાં આટલા દિવસ આશ્રય આપ્યો છે, તે માટે હું તમારો ઉપકાર માનું છું.

ડોસી:—રાજાજી, મારી ભૂલનો મને ઘણો પસ્તાવો થાય છે. મારી બધી બેઅદબી માફ કરો.

આલ્ફ્રેડ:—ડોસીમા, તમે તો મને દીકરાની જેમ રાખ્યો છે અને દીકરા તરીકે ઠપકો પણ આપ્યો છે.

સરદાર:—(અંદર આવી પહોંચીને) મહારાજા મહાન આલ્ફ્રેડનો જય થાઓ!

આલ્ફ્રેડ:—અહો, તમે સૌ આવી પહોંચ્યા? તમને આ મારું છૂપું સ્થળ કોણે બતાવ્યું?

સરદાર:—આ ભલા ખેડૂત ડોસાએ. તેમને પૂછતાં તેમણે કહ્યું કે "એવાં વર્ણન અને વેશવાળો માણસ તો મારે ઘેર મેં નોકર રાખ્યો છે." એમ કહીને તે ઉતાવળા ઉતાવળા આ ઝૂંપડી તરફ આવ્યા. અને પાછળ પાછળ અહીં આવતાં અમે આપનો સાદ બહારથી સાંભળ્યો એટલે અમારી ખાતરી થઈ.

આલ્ફ્રેડ:—વારુ. લશ્કરમાં માણસોની પૂરેપૂરી ભરતી થઈ ગઈ? કોઈએ આનાકાની કરી કે કેમ?

સરદાર:—જ્યાં દિલાવર દિલના મહાન આલ્ફ્રેડનું નામ પડે ત્યાં કોઈ ના કહે કે પાછી પાની કરે? એવું બને જ કેમ? લશ્કરમાં માણસો પુષ્કળ થયા છે.

આલ્ફ્રેડ:—બહુ સારું, ચાલો ત્યારે આપણે તૈયારી કરીએ.

ડોસી:—નામદાર મહારાજા, હું મારા જુવાન દીકરાને આપની સેવા કરવા લશ્કરમાં સાથે મોકલું છું, તેને આપ સ્વીકારો, અને અમારા બધા અપરાધ માફ કરો.

આલ્ફ્રેડ:—ભલે, તમારા દીકરાને હું મારો અંગરક્ષક બનાવીશ, અને તમે અપરાધ માનતા હો તો તે માફ છે. વારુ સરદાર, ડેન લોકોની છાવણીની ગોઠવણ કેવી છે ? અને તેના લશ્કરની સંખ્યા કેટલી છે ?

સરદાર:—તેમની છાવણી ઘટાવાળી અંધારી ઝાડીમાં છે, તેથી કાંઈ કળી શકાતું નથી.

આલ્ફ્રેડ:—તે જાણ્યા વગર હુમલો કરવાથી નુકશાન છે. ગયે વખતે હાર ખાઈને આમ છુપાવું પડ્યું તેવું થાય.

સરદાર:—હા સાહેબ, માટે તેની તપાસ થવી જોઈએ.

આલ્ફ્રેડ:—અત્યારે સાંજ પડી છે એટલે ઠીક પડશે. તમે એકલા ચાલો મારી સાથે.

સરદાર:—જેવો મહારાજાનો હુકમ.

આલ્ફ્રેડ:—તમે અંદર હથિયાર-બખ્તર બધું પહેરી ઉપર આ સાધુનો ઝભ્ભો પહેરી લ્યો. હું પણ તેમ કરીને સારંગી લઈ આવું છું.

ડોસો:—વાહ રાજાજી, વાહ! આપ તો જેવા મજૂર બન્યા હતા અને મને છેતર્યો હતો, તેવા જ સારંગી વગાડનાર બાવાજી આબેહૂબ બની ગયા. આથી જરૂર ડેન લોકો થાપ ખાશે.

સારંગી વગાડનારા વેશમાં ડેન લોકોની છાવણીમાં જઈ બધી રચના જોઈ લીધી, અને પછી લાગ જોઈને પોતાના લશ્કરને ડેન લોકો ઉપર એકાએક છાપો મારવા હુકમ આપી દીધો. ડેન લોકો હાર્યા અને માર્યા ગયા; અને મહાન આલ્ફ્રેડ પાછો ઇંગ્લંડની ગાદીએ આવ્યો.



## અભ્યાસરેખા

(૧) આલ્ફ્રેડને ડોસીને ત્યાં શા માટે રહેવું પડ્યું ?

(૨) ડોશી આલ્ફ્રેડથી શા માટે કંટાળતી ? ડોશીનો તેને માટે શો અભિપ્રાય હતો ?

(૩) આલ્ફ્રેડ રાજા છે એ ડોસા–ડોસીએ શી રીતે જાણ્યું ?

(૪) આલ્ફ્રેડે ડેન લોકોને શી રીતે હરાવ્યા ?

(૫) નીચેના શબ્દો વાક્યોમાં વાપરો :

(૧) ઓટલો વાળવો
(૨) કમાણી કરવી
(૩) પાનાં પડવાં
(૪) હાથરસનો સ્વાદ ચખાડવો
(૫) આનાકાની કરવી

(૬) આ વાત તમારી ભાષામાં તમારા મિત્રને લખો.

卐

# મરતી મા

રઝળતાં ચેન
ઢાલ સર્વદા
ઠેલવું ગાભરાં
મૃદુ દુવા

અરરર ! બાલુડાં ! બાપલાં ! અહો !
જનની આ હવે સ્વર્ગમાં જતી !
સમજશો નહીં શું થઈ ગયું !
રમકડું કયું હાથથી ગયું !

વિસરી શે જશો છાતી બાપડી !
ઉપર જે તમે કૂદતાં સદા ?
વિસરી ના શકે બાલ માતને ?
રમત તો હવે રોઈને કરો !

તમ પિતા સદા વ્હાલ રાખશે !
પણ ન માતની ખોટ ભાંગશે !
નહિ નહિ મળે મા ગઈ ફરી !
જગતમાં નથી મા બને નહિ !

દિવસ એ સહુ લાડ પૂરશે!
દિવસ એ દયા સર્વ રાખશે!
પણ ન છાતીએ કોઈની તમે!
રઝળતાં હવે એકલાં રહો!

બહુ કરી શકી વ્હાલ હું નથી!
કદી રડાવતી હું ઘણું હતી!
તમ હિલો ક્ષમા આપશો મને!
પણ ન માતને ચેન કૈં પડે!

અરર! બાપલાં! બાલુડાં! અરે!
તમ પરે હવે ઢાલ ના રહી!
રડતી દૂર જે બે ઘડી થતાં!
અરર! તે હવે દૂર સર્વદા!

ત્યજી હઉં નકી સ્વર્ગ, બાપલાં!
ઘડીક તેથી જો હર્ષમાં રહો!
સહુ હવે સદા બોલશે રડી,
"જનની છે જરા ગામ કો ગઈ!"

અરર! એ તમે કેમ માનશો?
રડી રડી મુખો ના સુકાવજો!
નવ જવું ગમે ગામ એ મને!
પણ ન ઠેલી એ સાદ કો શકે!

અરર! ના શકું શાન્તિમાં મરી!
હૃદય ઝીલતું ભાર આ નથી!

પ્રભુ તણી કૃપા પામજો સદા !
સહુ અનાથનો એ જ નાથ છે !

જરીક મ્હોં હવે જોઈ તો લઉં !
ક્યમ ભલા નથી આવતાં અહીં ?
કદી ન ખેલમાં ખોટી હું કરૂં !
તમ કને નહીં કોઈ દી' રડું !

પણ મને તમે દેખતાં જ કાં !
મૃદુ મુખો જરા ગાભરાં કરો ?
દિવસ બે હવે હર્ષથી રમો !
પછી સહાયમાં માતની દુવા !



## અભ્યાસરેખા

(૧) મરતી વખતે માને શા માટે દુઃખ થાય છે ?

(૨) મૃત્યુ પછી તે ક્યાં જશે ? બાળની સંભાળ કોણ લેશે ?

(૩) મા બાળકોને શી રીતે રાખતી હતી ? મા મરતાં બાળકોની 'ઢાલ' શી રીતે જતી રહે ?

(૪) 'જનની છે જરા ગામ તો ગઈ' એમ કોણ કહેશે ? શા માટે ? બાળકોના ઉપર એની કેવી અસર થતી હશે ?

(૫) મરતી મા બાળકોને શા માટે પાસે બોલાવે છે ? બાળકો કેમ ગભરાય છે ?

(૬) "તમ કને નહીં કોઈ દી' રડું" એમ માતા શા માટે કહે છે ?

(૭) માતા સ્વર્ગમાં જવા શા માટે ખુશી નથી ? ત્યારે શા માટે જાય છે ?



[૩૨]

# પંખીઓની મહાસભા

## ભાગ ૧ લો

| મહાસભા | | મિજલસ |
|---|---|---|
| જોહુકમી | તવારીખ | પ્રતિનિધિ |
| સંગીન | મશહૂર | કાર્યક્રમ |
| મેદની | | દરખાસ્ત |

પંખીઓ કહે, "માણુસો તો મહાસભા ભરે જ છે, પણુ ગયા માસમાં પશુઓએ પણુ મહાસભા ભરી! ત્યારે આપણે પણુ શા માટે મહાસભા ન ભરવી? શું આપણે પણુ અનેક પ્રશ્નો ચર્ચવાના નથી?"

"માણુસો આપણુને અનેક રીતે દુઃખ દે છે; આપણાં ઈંડાં ખાઈ જાય છે, આપણાં પીછાં માટે આપણુને મારી નાખે છે, મોટી મોટી મિજલસોમાં આપણુને આખાં ને આખાં ઉકાળે છે કે તળે છે, ને પોતાના શોખને માટે જિંદગીભર પાંજરામાં પૂરી રાખે છે.

તો શું આ બધી ક્રૂરતા સામે આપણે પોકાર ન કરવો જોઈએ? તેમની ઉપર ઠરાવો કરી મોકલતાં શું આપણુને ન આવડે? શું આપણે પણુ મનુષ્યની જોહુકમી સામે લડત ન લડી ન શકીએ?"

મહાસભાની ઉત્સાહભેર તૈયારીઓ થવા લાગી. પંચવટીનું મોટું જંગલ મહાસભાના મંડપ તરીકે પસંદ કર્યું. ગોદાવરી કાંઠાનાં વનવૃક્ષોની ઘટાઓ મહેમાનોના ઉતારા માટે નક્કી કરી. જંગલે જંગલે ને ઝાડે ઝાડે મહાસભાની પત્રિકાઓ વહેંચાઈ ગઈ. પરદેશના પ્રનિનિધિઓને પણ આમંત્રણ મોકલ્યાં.

ચકલી અને કાબરો સ્વયંસેવક તરીકે તનતોડ મહેનત કરી રહ્યાં હતાં. કબૂતરો અને હોલાઓને મહેમાનોને ઉતારે મૂકયાં હતાં. કોયલને સંગીત કાર્યમાં યોજી હતી. તૈયારી સુંદર થઈ હતી. મહેમાનો આવી ગયા.

દેશપરદેશના મહેમાનો હતા. કાશ્મીરનો શ્યામો હતો. પંજાબનો સક્કરખોરો હતો. બંગાળનો બાજ હતો. ગુજરાતની ચકલી હતી. વિલાયતથી મેગળી અને રોબીન પણ આવ્યાં હતાં. સંખ્યા સારી હતી. કામકાજનો સમય સવારના સાતથી નવ અને સાંજે ચારથી સાતનો હતો.

કાર્યક્રમ અગાઉથી જાહેર કરવામાં આવ્યો હતો.

સવાર પડ્યું. કૂકડાઓને મહેમાનોને જગાડવા રાખ્યા હતા. કૂકરે કૂક....કૂકરે કૂક ચારે કોર થઈ રહ્યું. મહેમાનો જાગી ઊઠ્યા. ગોદાવરીનાં નિર્મળ જળમાં સ્નાન કરી, પવિત્ર બની પક્ષીગણે પ્રભાતનું ગાન ગાવા માંડ્યું. જંગલ આખુ ગાજી ઊઠ્યું. ઝાડ ને ટેકરાઓ પાછળથી સૂર્યનારાયણ દેખાયા. પક્ષીગણ દેવનાં દર્શન કરી મહાસભાના સ્થાનમાં આવ્યાં. મેદની પૂર ઠાઠમાં જામી હતી. મંડપ ચિકાર ભર્યો હતો. શાંતિ અને વ્યવસ્થા વખાણવા જેવાં હતાં.

પ્રમુખની દરખાસ્ત મૂકતાં કાકાકૌઆએ ગંભીર વાણીથી કહ્યું: "એકત્ર થએલા પક્ષી બંધુઓ અને પક્ષી ભગિનીઓ, હું પ્રમુખશ્રીની દરખાસ્ત મૂકવા ઊભો થયો છું. પ્રમુખ માટે મને સૌથી યોગ્ય ગરુડરાજ લાગે છે. આપણામાં કોઈ એનાથી અજાણ્યું નથી. હિંદની તવારીખમાં અતિ પ્રાચીન કાળથી એમના વડવાઓનું નામ મશહૂર છે, એને જ એકને વિષ્ણુભગવાનના વાહન થવાનું માન મળેલું છે. આપણે માટે એ અભિમાન ભરેલું છે. તેમણે પર્વતની ઊંચી ટોચેથી અહીં પધારી આપણી શોભામાં જે વધારો કર્યો છે તે માટે બરોબર તેમનો ઉપકાર માનવો ઘટે છે."

લાલ લોહી જેવી લટકતી ઝાલર હલાવતી ટરકીએ ઊભા થઈ કહ્યું: "હું ભાઈ કાકાકૌઆના મતને ટેકો આપું છું."

'કૂ કૂ' ને 'કો કો' ને 'કુકૂક કુકૂક' ને 'ટાઉ ટાઉ'ના અવાજ સાથે દરખાસ્ત મંજૂર થઈ.

ચટક છટક ચાલ ચાલતો લીલો પોપટ ઊભો થયો. કાળા કાંઠલાવાળી ગરદન હલાવી તેણે ઉપપ્રમુખની દરખાસ્ત મૂકતાં કહ્યું: "સભામાં પધારેલા ભાઈઓ અને બહેનો, મને ઉપપ્રમુખની દરખાસ્ત મૂકવાની આપે જે તક આપી તે માટે હું આપનો ઉપકાર માનું છું. થોડા જ શબ્દોમાં હું આપને એનો પરિચય કરાવીશ."

"શાહમૃગનું અસલ ઘર આફ્રિકા છે. એનું ઉમદા રૂપ જોઈ તમે ખરેખર ખુશ થયા હશો. એનાં પીછાં એટલાં બધાં સુંદર છે કે વિલાયતના રાજાઓ શુદ્ધાં તેને પોતાની

ટોપીમાં ખોસે છે. એનાં ઈંડાં પવિત્ર ગણાય છે. મુસલમાનો તેને પીરની જગામાં ટાંગે છે. એક એક ઈંડું મોટા ચીભડા જેવડું થાય છે. એના લાંબા ગળામાંથી ગમે તે ચીજ ઝટ દઈને પસાર થઈ જાય છે. એક વાર એઓ સાહેબ સીસાની ગોળી પણ ગળે ઉતારી ગયા હતા! સાહેબ દોડવામાં ઘણા હોશિયાર ગણાય છે. ખરેખર, ઉપપ્રમુખ થવાને એઓ લાયક છે.” શાહમૃગ ઉપપ્રમુખ તરીકે ચૂંટાયા.



## અભ્યાસરેખા

(૧) પંખીઓએ મહાસભા શા માટે ભરી? સભામાં કયાં કયાં પંખીઓ હાજર થયાં?

(૨) સ્થળ કયાં પસંદ કર્યું? ઉતારા કયાં આપ્યા?

(૩) સ્વયંસેવકો કોણ કોણ હતા? શી સેવા કરવાની હતી?

(૪) પ્રમુખ અને ઉપપ્રમુખની દરખાસ્ત કોણે મૂકી?

(૫) એ બન્નેની શી લાયકાત હતી?



[ ૩૩ ]

# પંખીઓની મહાસભા

## ભાગ ૨ જો

બગલભગત      બાહોશ      હિમાયત

જગઠગ

સભાનું કામકાજ ચાલ્યું. પ્રથમ ગીધે પહોળી પાંખો કરી નીચી મૂંડી રાખી પોતાની સેવાના બે બોલ રજૂ કર્યા:

"સાહેબો, અમે ઘણા વખતથી માણુસ જાતનો ત્યાગ કર્યો છે. તેથી અમે વસ્તીથી દૂર ઊંચે તાડ અથવા ટેકરાઓ ઉપર રહીએ છીએ. કોઈ ઢોર કે જનાવરનું મુડદું કોહ્યા જતા પડ્યાનું અમારી જાણુમાં આવતાં અમે અમારી ગંભીર ફરજ અદા કરવા ઊપડીએ છીએ. એવી સડતી ચીજોનો નાશ કરવો એ અમારું કામ છે. અમારા કામમાં હરહમેશ મદદ કરનાર બહેનો સમડીઓ તથા બંધુ કાગડાઓના અમે ઋણી છીએ."

સૌએ અવાજના ગડગડાટ સાથે ગીધ કોમની જંગલ-સુધરાઈની સેવા માટે તારીફ કરી.

પછી બગલાભાઈ ઊઠ્યા ને બોલ્યા: "આપણી મંડળીમાં સુધરાઈખાતાના ઉપરી તો છે પણ દરિયાઈખાતાનો કોઈ ઉપરી નથી. બગલા, સારસ, જળકૂકડી, બતક વગેરે દરિયાઈ લશ્કરના

એક મોટા ને બાહોશ અમલદાર તરીકે હું હંસનું નામ સૂચવું છું. હંસ બધી રીતે લાયક છે.”

હંસે આભાર સહિત આ દરખાસ્તનો સ્વીકાર કર્યો.

કોમળ કંઠે કોયલ બાઈએ દરખાસ્ત મૂકી: “ખરેખર આપણને એક બાહોશ નિશાનબાજની જરૂર છે. હું ધારું છું કે બાજ એ કામને માટે પૂરેપૂરો લાયક છે.”

ત્યાં તો કાગડો અને સમડી પણ ઉમેદવાર તરીકે બહાર પડ્યાં. મત લેવાયા. વધુ મતે બાજ નિશાનબાજ તરીકે ચૂંટાયો.

કબૂતરે બાજના વખાણ કરી કહ્યું: “બાજની પસંદગી બરાબર થઈ છે. એ ખરેખર નિશાનબાજ છે. માટે જ શિકારી લોકો તેને પાળી તેની પાસે બીજાં પક્ષીઓનો શિકાર કરાવે છે. અમોને ખાતરી છે કે હવેથી તેઓ અમારાં જેવાં ગરીબ ભાઈઓને શિકારીઓથી બચાવશે.”

‘ચીં ચીં’, ‘ટુ ટુ’, ને ‘કૂઉ કૂઉ’ના પોકાર સાથે કબૂતરનું ભાષણ સૌએ સ્વીકાર્યું.

કાગડાઓના ટોળામાંથી એક મોટો કાગડો ભાષણ કરવા ઊભો થયો: “મારે જણાવવું જોઈએ કે હું મારી કાળા પીંછાંવાળી કોમના પ્રતિનિધિ તરીકે ભાષણ કરવા ઊભો થયો છું. અમારી કોમે શહેરસુધરાઈનું કેવું સુંદર કામ કર્યું છે, તેનું મોહક વર્ણન કરવા મારું મન તલપી રહ્યું છે. અમારી આખી કોમે પેલી માણસ જાતની ગંદકી અને એઠવાડો દૂર કરવા જે મહેનત ઉઠાવી છે તેવી મહેનત દુનિયાના કોઈ પણ સુધરાઈખાતાએ નહિ ઉઠાવી હોય. જો અમારું કામ એક જ

દિવસ બંધ રાખીએ તો માનવ જાત માંદી પડી મરી જાય, આખા દેશમાં ભારેમાં ભારે રોગ થાય ને ચારે કોર દુઃખદુઃખ થઈ પડે.

"અમારી કોમના નારીમંડળ તરફથી એક બીજી વાત રજૂ કરું છું. પણે બેઠેલી પેલી કોયલ બાનુઓ અમારી ઓરતોને સતાવે છે. તેઓ ગૃહપ્રવેશ કરી પોતાના ઈંડા અમારા ભેગાં મૂકી નાસી જાય છે. અમારી ભોળી કાગડીઓ એ લુચ્ચીઓનાં ઈંડા સેવીને હેરાન થાય છે. આ બાબતમાં કોઈ ઠરાવ થવાની ખાસ જરૂર છે."

સૌએ કાગડાની દરખાસ્ત ઉપર પાછળથી ગંભીર વિચાર ઠરાવવાનું આગળ ચલાવ્યું.

એક પગ ઉપર ઊભા રહીને બીજો પગ પેટમાં દાબી ઊંચી ચાંચે ગગન તરફ જોઈ પ્રભુનું ભજન કરવાની બગલો દરખાસ્ત લાવ્યો:

"ભાઈઓ, જુઓ, મારું રૂપ કેવું સુંદર છે! એનું કારણ કે હું માત્ર પાણી ઉપર રહીને એક પગે ઊભો રહી ભગવાનનું ભજન કરું છું."

કાગડો ચીડાયો અને લડી પડ્યો: "અરે બગલાભાઈ, રાખો રાખો. તમે બગભગત અને જગઠગ ભગત! તું તો 'મુખમેં રામ ને બગલમેં છૂરી' એવું કહે છે. જા, જા, તારી તે ભક્તિ શેની? લુચ્ચા ઠગારા!"

'હો હો હો' થઈ રહ્યું. પ્રમુખે સીટી કરી શાંતિ પાથરી.

કાબરે પક્ષીની જાતમાં પ્રેમનો આદર્શ ફેલાય એટલા માટે કબૂતર અને સારસની વાતો કરી. સૌ પંખીઓએ એમનાં

જેવાં પ્રેમી થવું એવી દરખાસ્ત મૂકતાં તે બોલી: "ખરેખર કબૂતર જેવું નિર્દોષ પ્રાણી બીજું કોઈ નથી. પવિત્ર પ્યાર માટે આ પક્ષી જગમશહૂર છે. સારસ પંખીનો પ્રેમ તો કબૂતરથી ય ચઢે! સારસ–સારસી જરા પણ છૂટાં રહી શકતાં નથી. તેઓ બધો વખત સાથે જ રહે છે એવો એનો પ્રેમ છે. કોઈ પારધી એકને મારી નાખે છે તો બીજું ઝૂરી મરે છે. આવો પ્રેમ તો અક્કલવાળા માણસોમાં પણ જોવા નથી મળતો. હું પક્ષીઓના જીવનમાં આવા પ્રેમની હિમાયત કરું છું."

બધાં પક્ષીઓએ કાબરબાઈને હર્ષથી વધાવી લીધાં. ત્યાર પછી તેતર, હોલા, કબૂતરો વગેરેની ફરિયાદો નોંધાઈ. માણુસ જાત તેમનાં ઈંડાં ખાઈ જાય છે તે માટે સૌએ 'શરમ'ના ઠરાવો કર્યા.

વનવાગુળ થોડા વખત પહેલાં પશુઓની સભામાં ગઈ હતી તેથી તેને સજા ફરમાવી કે તેણે હમેશાં ઊંધે માથે લટકવું ને દિવસે કોઈ પક્ષીને મોં બતાવવું નહિ.

છેવટના ઠરાવોમાં ઘુવડને રાતનો ચોકીદાર નીમી સભા બરખાસ્ત કરી. પછી રમતગમતનો કાર્યક્રમ હતો.

ડૂબકી મારવાની રમતમાં બતક પહેલી આવી. નિશાન મારવામાં બાજ, ચતુરાઈમાં કાગડો, દોડવામાં શાહમૃગ ને કૂદવામાં રોબીન આગળ આવ્યા. છટાદાર ભાષણો માટે પોપટ, કાકાકૌઆ અને કસુકુ ખૂબ વખણાયાં. સૌને યોગ્યતા પ્રમાણે ઇનામ મળ્યાં. પછી ગાનતાનનો જલસો ચાલ્યો. મધુર કંઠે કોયલબાઈએ ગાન ગાયાં. કળા કરી મોરભાઈ નાચ્યાં. બુલબુલે નવી નવી ચીજો સંભળાવી. મેનાએ પણ સૌના મન રંજન કર્યાં. સૌ ખુશ થયાં. મહાસભાનું કામ પૂરું થયું.

卐

## અભ્યાસરેખા

(૧) મહાસભામાં શા ઠરાવો થયા ? કોણે કોણે ભાષણો કર્યાં ?

(૨) કોને કોને અધિકાર અપાયો ? શા માટે ?

(૩) સભામાં કોણે ફરિયાદ નોંધાવી ? શી ફરિયાદ હતી ?

(૪) બગલો અને કાગડો શા માટે લડી પડ્યા ? એ બેમાંથી કોની વાત સાચી ધારો છો ?

(૫) મહાસભામાં શાંતિ શી રીતે જાળવી શકાતી ?

(૬) છેવટે શી રમતો રમાઈ ? ઈનામ કોને કોને મળ્યું ?

(૭) ગાનતાનના જલસામાં કોણે કોણે ભાગ લીધો ?

(૮) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં :

(૧) તારીફ કરવી
(૨) ગૃહપ્રવેશ કરવો
(૩) હિમાયત કરવી
(૪) મન રંજન કરવું
(૫) પરિચય કરાવવો

(૯) આ પંખીઓમાંથી તમને સૌથી વધુ ગમતા પંખીનું વર્ણન કરો; તેના ગુણદોષ બતાવો.

卐

[ ૩૪ ]

# શારદા! કેમ વિલાયત ચાલી?

| વારાણુસી | શ્વેતાંબર |
|---|---|
| શ્વેતસંગી | ઉવેખી |
| પુરાણી | શ્વેતપ્રદેશ |

( આશાવરી )

શારદા ! કેમ વિલાયત ચાલી !
કરી વારાણુસી ખાલી !
શારદા !

જગગંગાના પ્રિય શું ન લાગ્યા ? ટેમ્સ શું લાગી વ્હાલી ?
દેવી ! તું જાતાં જ્યોતિવિહોણું રહીશું આંસું ઢાળી..
શારદા !

શ્વેતાંબર તું, શ્વેતહાર તું; આર્ય પ્રજા તો કાળી !
શ્વેતરંગી તું શ્વેતસંગી શું શ્વેતપ્રદેશે ચાલી ?
શારદા !

આમ ઉવેખી પ્રીત પુરાણી ! રીત શું એ તે સારી ?
સ્થાન સ્થાન તું ફરતી આમ : શું તેથી જ રહી કુમારી ?
શારદા !

卐



## અભ્યાસરેખા

(૧) કવિ શારદાને કયાં જતી અટકાવે છે? શા માટે?

(૨) શારદા આર્ય પ્રજાને શા માટે છોડી જતી હશે?

(૩) પ્રથમ શારદા કયાં રહેતી હતી? હવે કયાં જવા માગે છે?

(૪) શારદાનો દેખાવ કેવો હશે?

(૫) શારદા 'કુમારી' શા માટે રહી હશે?

(૬ શારદાના વિયોગથી આર્ય પ્રજાની સ્થિતિ કેવી થશે?

(૭) આ કવિની વિનતિનો શારદાએ શો જવાબ આપ્યો હશે?

卐

[ ૩૫ ]

# ઘોળિયો

મુકામ　　　　　　　　　　　　　બાપડી

ઘોળિયા નામે છોકરે લીધી, એક દિ' મોટી રીસ,
આજથી હું તો ભૂખો રહીશ ને ખાઉં કે ના કંઈ પીશ.
'ઘોળિયા! અલ્યા ઘોળિયા! શેને આવડી કાઢે રીસ,
દીકરા મારા બાપલા મારા! કેમ કરી જીવીશ.'

ઘોળિયો બોલ્યો, ઘોળિયો ધીમે, 'મણુકી મારી બેન,
'ખાને પી!' એ મુજને કહેશે ત્યારે પડશે ચેન.
'મણુકી બોલે ખા તો ખાઉં, ને પી તો કહેતાં પીશ,
મણુકી વિના ભાવે ના કાંઈ એથી મને રીસ.'

'મણુકી ભાઈલા આવશે કાલે આજ તો ખા ને કાંક',
'આવશે કાલે! કાલ તો ખાશું, આજ તો ઢાંકી રાખ.'
કાલ વીતી ને વાણું વાયું, મણુકીની ના આશ,
'ભાઈલા મારા કંઈક તો ખાને, બેસને મારી પાસ.'

બે દી' વીત્યા, ચાર દી' વીત્યા, મણુકી આવે નહિ,
ઘોળિયો એવો ભૂખે ભૂખે થઈ ગયો સુકાઈ.
એક દિવસ તો ઘોળિયો ચાલ્યો મણુકીને મુકામ,
પોઢેલા એ ઘોળિયાભાઈને મૂકવા ચાલ્યું ગામ.

જમના નામે બાપડીનાં એ બચ્ચાં બેન ને ભાઈ,
જમના માડી એકલી આજે, ખાઈ શકે ના કાંઈ.

卐

## અભ્યાસરેખા

(૧) ધોળિયાએ શી રીસ લીધી? શા માટે?

(૨) ધોળિયાને સમજાવવા તેની માતા શા પ્રયત્નો કરે છે?

(૩) ધોળિયો ક્યારે ખાવા કહે છે?

(૪) ધોળિયાની રીસનું શું પરિણામ આવ્યું?

(૫) જમનાની સ્થિતિ કેવી થઈ હશે?

(૬) મણકી ક્યાં હતી? ધોળિયો શું ધારતો હતો?

(૭) આ બનાવ તમે નજરે જોયો હોય એવી રીતે આખી વાત તમારા શબ્દોમાં કહો.



# તીરંદાજ વિલ્હેમ ટેલ

## ભાગ ૧ લો

પંચાત હરગીજ

વૉલ્ટર : બાપુ, ક્યાં ચાલ્યા ?

ટેલ : તારા દાદાને ત્યાં. આવવું છે તારે ?

વૉલ્ટર : આવવું તો છે, પણ બા કહે તો. બા, જાઉં ?

મા : હા, જાને બાપુ. મારે ક્યાં ના છે ?

ટેલ : વૉલ્ટર, ઉતાવળ કર. વળતાં રાત પડશે.

વૉલ્ટર : આ આવ્યો; આ બૂટ પહેરીને.

(બાને) બા, જાઉં છું હોં !

મા : વૉલ્ટરને સાચવજો.

ટેલ : તારે ફીકર કરવી નહિ.

[ સવારનો કોમળ સૂર્ય તપે છે. દૂર દૂરના ડુંગરો ભૂરા દેખાય છે. દરિયો ઘૂ ઘૂ ઘૂ કરીને ઘૂઘવે છે. બાપદીકરો હળુ હળુ ચાલ્યા જાય છે. ]

વૉલ્ટર : બાપુ તમરું તીર કેટલે જાય ?

ટેલ : ક્યાંક આઘે સુધી. તને દેખાયે નહિ.

વૉલ્ટર : પેલો સૂરજ દેખાય છે ત્યાં સુધી જાય?

ટેલ : ગાંડા, એટલે આઘે તીર જાતું હશે?

વૉલ્ટર : ત્યારે પેલા બરફવાળા ધોળા ધોળા ડુંગરને અડે ખરું કે?

ટેલ : ના રે ભાઈ.

વૉલ્ટર : ત્યારે?

ટેલ : કોઈ વાર ફેંકી બતાવીશ.

વૉલ્ટર : પણ બાપુ, કાલે તમારી કાંઈક સભા હતી તે?

ટેલ : હા ભાઈ, હતી તો ખરી.

વૉલ્ટર : ત્યાં શું કર્યું?

ટેલ : શું કર્યું? તું ન સમજે. હજી નાનો છે.

વૉલ્ટર : ન કેમ સમજું? તમારો દીકરો છું ને?

ટેલ : ઈ તો ઠીક.

વૉલ્ટર : ત્યારે નાનો છું તોય તીર મારતાં કેવું આવડે છે!

ટેલ : પણ મારા જેવું કાંઈ આવડે છે?

વૉલ્ટર : તમારા જેવડો થવા દ્યો. પછી તો તમારાથી એ વટી જાઉં.

ટેલ : ત્યારે મારે તને કહેવું પડશે?

વૉલ્ટર : તે કહેવું જ પડે ને!

ટેલ : જો બેટા, આ આપણો દેશ તો પારકાના હાથમાં છે. આપણને એણે ગુલામ કરી નાખ્યા છે. પારકાની સત્તા

તે કેમ ખમાય? મેં તો કાલે આકરું પણ લીધું છે–આ નવી સરકારને ઉથલાવી નાખવાનું.

વૉલ્ટર: એમ? ત્યારે તમે એને શી રીતે ઉખેડી નાખશો? એ તે કાંઈ ઝાડ છે?

ટેલ: તું ન સમજે.

વૉલ્ટર: એ તો ઠીક, પણ બાપા, પણે પેલી ટોપી તો જુઓ; થાંભલા ઉપર શું કામ લટકાવી હશે? જુઓ તે પવનમાં આમતેમ ઝૂલે છે.

ટેલ: હશે કાંઈક, આપણે શું કામ છે?

વૉલ્ટર: બાપુ કહો તો ખરા, એને ત્યાં શું કામ ટાંગી હશે?

ટેલ: તારે બહુ પંચાત!

વૉલ્ટર: ના બાપુ, કહો તો?

ટેલ: જો, હું નહોતો કહેતો કે આપણે તો ગુલામ થઈ ગયા છીએ? ઓલ્યો ગેસ્લર છે ને?

વૉલ્ટર: હા, આ ગામનો રાજા.

ટેલ: રાજા શેનો? રાજાનો એક નોકર, સૂબો.

વૉલ્ટર: તે?

ટેલ: એ ભારે દુષ્ટ છે. આપણું એણે અપમાન કરવું છે. એણે હુકમ કાઢ્યો છે કે પેલી ટોપીને બધાએ સલામ ભરવી; ને સલામ ન ભરે એને પકડે ને કેદ કરે.

વૉલ્ટર: એટલું બધું? આ તો બહુ કહેવાય. ત્યારે તો બાપુ, આવી સરકારને ઉથલાવી જ નાખવી જોઈએ. બાપુ, તમે પણ લીધું છે તે બરાબર પાળજો.

પહેરેગીર : એ ટેલ, ત્યાં ક્યાં ચાલ્યો ? આ જોતો નથી ? આંખો છે કે ? આ ટોપીને સલામ ભરતો જા.

વૉલ્ટર : બાપુ, ઈ આપણને કોણ ટોકે છે ?

ટેલ : ભાઈ, નવી સરકારનો સિપાઈ છે.

વૉલ્ટર : હં, ત્યારે એમ કહો ને !

પહેરેગીર : કેમ ટેલ માને છે કે ? ટોપીને સલામ ભર્યા વગર આગળ નહિ જવાય.

ટેલ : તે ?

પહેરેગીર : તે શું જાણતો નથી રાજાનો હુકમ ? બસ ટોપીને નમ્યા વિના નહિ જવાય.

ટેલ : ભાઈ જવા દે ને !

પહેરેગીર : ક્યાં જવા દે ? હુકમ છે, હુકમ !

ટેલ : તે કાંઈ રાજાનો હુકમ નથી. આ તો હરામી એસ્લરનો હુકમ છે. હું તો એને નહિ માનું.

પહેરેગીર : નહિ માને એમ ? જોજે, માથું નમાવ્યા વિના ચાલ્યો તો માથું જોખમમાં સમજજે. ટોપીનું અપમાન કરવું સહેલું નથી પડ્યું. કેમ, સલામ ભરવી છે ? ટોપીને નમવું છે ?

ટેલ : સલામ ? પેલી સડેલી ટોપીને સલામ ? એ જુલમગારની ટોપીને સલામ ? હરગીજ નહિ. એ કદી પણ નહિ બને. નહિ નમીશ. નહિ નમીશ. આ માથું ટોપીને નહિ નમશે.

卐

## અભ્યાસરેખા

(૧) ટેલ અને વૉલ્ટર ક્યાં જતા હતા? તેમની વચ્ચે રસ્તામાં શી વાતચીત થઈ?

(૨) ટેલે શાનું પણ લીધું હતું? ક્યાં લીધું હતું?

(૩) ટેલે કોને નમવા ના કહી? શા માટે?

(૪) ગેસ્લર કોણ હતો? તેણે ટોપીને નમવાનો હુકમ શા માટે કાઢ્યો હશે?

(૫) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) વટી જવું (૨) હળુ હળુ ચાલવું (૩) પણ લેવું



[ ૩૭ ]

# તીરંદાજ વિલ્હેમ ટેલ

## ભાગ ૨ જો

| રાજદ્રોહ | પંચાત | શેખીખોર | હાકેમ |
|---|---|---|---|
| નખોદ | આબાદ | બેવફા | શઠ |

સિપાઈઓ ટેલને પકડવા દોડ્યા, ત્યાં તો લોકોએ હો હા કરી મૂકી. એ બધા કાંઈ ટેલને પકડી જવા દે ખરા કે ? એ તો હતા પ્રજાના પક્ષના. પણ ગેસ્લરના સિપાઈઓ ભારે લુચ્ચા. ખોટી ખોટી દોડાદોડ કરી મૂકી. દોડો દોડો ! હુલ્લડ, હુલ્લડ ! રાજદ્રોહ, રાજદ્રોહ ! ખરું પૂછો તો રાજદ્રોહ નહોતો અને હુલ્લડે નહોતું, પણ લુચ્ચા લોકો તો એમ જ ચલાવે ને !

ગેસ્લરનો રોફ કાંઈ જેવો તેવો નહોતો. અભિમાન તો ક્યાંય માતું ન હતું. એક હાથમાં ઘોડાની લગામ અને બીજો હાથ મૂછે. સત્તાનો મદ ચઢ્યો હતો. દારૂડિયા જેવો દખાતો હતો.

બિચારા લોકો ! સત્તાથી ડરી જનારા. ગેસ્લર આવ્યો કે તુરત જ કહે: રસ્તો છોડો, માર્ગ કરો, આઘા ખસો, સરકાર પધારે છે.

ગેસ્લર તડૂકીને બોલ્યો : ક્યાં છે હુલ્લડખોર બદમાસ ?

સિપાઈઓ : આ રહ્યો એ અહંકારી માણસ. સરકારની ટોપીને નમવાની સાફ ના પાડે છે. કેટલો બધો બેવફા! શું આ જેવો તેવો રાજદ્રોહ!

[ગેસ્લરની આંખમાંથી આગ ઝરતી હતી. ક્રોધથી એ ધ્રૂજતો હતો.]

ગેસ્લર : શું મારા હુકમનું અપમાન! ટેલ સાંભળે છે કે? મારા હુકમને માન નહિ આપે? શો વિચાર છે?

ટેલ : હું એ સડેલી ટોપીને નહિ નમું. કદી પણ નહિ નમું.

ગેસ્લર : જાણતો નથી હું આખા દેશનો હાકેમ છું? માની જા ટેલ, ટોપીને સલામ ભર. જોજે સલામ નહિ ભરે તો જિંદગી જોખમમાં છે.

ટેલ : જોખમ! જિંદગીની મને પરવા જ નથી. જ્યારથી તમારી સરકારને ઉથલાવી નાખવાની પ્રતિજ્ઞા લીધી છે ત્યારથી માથું તો હાથમાં લઈને જ ફરું છું. મારવો હોય તો મારી નાંખો. મારા મડદાને ટોપીને ભલે પગે લગાડજો, પણ આ જીવતો ટેલ તો ટોપીને નહિ જ નમે.

[દુશ્મનો પણ મનમાં બોલી ઊઠ્યા : શાબાશ, ટેલ શાબાશ! શાબાશ તારી દેશભક્તિને! શાબાશ તારી સ્વદેશ-પ્રીતિને! ગેસ્લરે નજર ફેરવીને જોયું. જાણ્યું કે લોકો તો ટેલની તરફેણમાં છે. એ પાકો શઠ હતો. ભારે પ્રપંચી અને નિર્દય હતો. એણે વાત ફેરવી તોળી.]

ગેસ્લર : કેમ ટેલ, મેં સાંભળ્યું છે કે તું મોટો બાણાવળી છે, ખરી વાત કે? મને લાગે છે કે તું મોટો શેખીખોર છે.

[નાનો વોલ્ટર બોલી ઊઠ્યો:]

વૉલ્ટર : સાહેબ, સાચેસાચી વાત છે. મારા બાપુ એવું તો તીર ફેંકે છે કે સો ફૂટ આઘેનું સફરજન આબાદ વીંધી નાખે અને તે પણ બરાબર વચ્ચેથી.

ગેસ્લર : ટેલ, આ છોકરો તારો છે કે?

ટેલ : હા, એ મારો છોકરો છે.

ગેસ્લર : તારે કેટલા છોકરા છે?

ટેલ : બે.

ગેસ્લર : આ તને બહુ વહાલો લાગે છે ખરું?

ટેલ : વહાલા તો બંને લાગે છે. આ નાનો છે એટલે વધારે વહાલો લાગે છે.

ગેસ્લર : જો ટેલ, આ સફરજન તારા દીકરાને માથે મૂકું છું તે તારે વીંધવાનું છે. સો ફૂટ દૂર ઊભા રહીને. યાદ રાખજે અભિમાની તીરંદાજ, જો લક્ષ ચૂકયો છે તો તારા ધડ ઉપર માથું નથી એમ સમજજે.

ટેલ : મારા વોલ્ટરને માથે મૂકેલું સફરજન હું વીંધું?

ગેસ્લર : નહિ વીંધે તો જઈશ કયાં? બધા કહે છે કે ટેલ બાણવિદ્યામાં બહુ જબરો છે તે બતાવ જોઈએ?

[ટેલનું હૈયું ચીરાઈ જતું હતું. શઠ ગેસ્લરનો પ્રપંચ તે સમજી ગયો હતો. તે બોલ્યો.]

ટેલ : સરકાર, તમે શું બોલો છો! આવો ભયંકર હુકમ! મારા પોતાના જ પુત્ર ઉપર લક્ષ તાકું? નહિ, નહિ; મારાથી એ નહિ બને. ભલે મારો પ્રાણ જાય પણ એ કૃત્ય તો નહિ જ કરું.

ગેસ્લર : નહિ ટેલ. સફરજન તો તારે વીંધવું જ પડશે. મારો હુકમ છે. તૈયાર થા. નાહકની વાત ન કર.

ટેલ : મારા પ્યારા પુત્રનો શું મારા હાથે જ ઘાત કરીશ? ઓ પ્રભુ!

ગેસ્લર : જવા દે પ્રભુને.

ટેલ : સરકાર, તમને હૃદય નથી શું? તમારે સંતાન છે? પિતાનો પ્રેમ તમે જાણ્યો છે?

ગેસ્લર : ચાલ તૈયાર થા. મારે એ તારું ડહાપણ નથી સાંભળવું. ઓસ્ટ્રિયન સરકારને ઉથલાવી પાડનાર ટેલ કેવો બહાદુર છે તે જોઉં તો ખરો.

ટેલ : હે પ્રભુ!

ગેસ્લર : ચાલો, એ છોકરાને પ્રથમ બાંધો ને પછી એને માથે સફરજન મૂકો.

વોલ્ટર : શું મને બાંધવો છે? નહિ બંધાઉં. તમે કહેશો ત્યાં શાંત અને સ્થિર ઊભો રહીશ.

ગેસ્લર : ત્યારે એની આંખે પાટા બાંધો. બિચારો બીશે.

વૉલ્ટર : પાટા શેના? શું હું મારા બાપુના તીરથી ડરું છું એમ ધારો છો? બિલકુલ નહિ. જોજો ને, આંખનું એક પોપચું પણ હાલવા દઉં તો?

[બાપનું હૈયું હરખથી ફૂલ્યું. પણ શોકથી તૂટી ગયું. ટેલે વૉલ્ટરની સામે જોયું; વૉલ્ટરે ટેલની સામે જોયું.]

વૉલ્ટર : બાપુ ગભરાશો નહિ. હું બીવાનો નથી. તમે તમારે બાણ છોડજો.

[વાહ, આનું નામ બાપનો બેટો! ચૂપચાપ; કોઈ હાલે કે ચાલે. છાતીઓ ધબકતી હતી. શ્વાસ ધીમો ચાલતો હતો. નજર ટેલ ઉપર હતી. વૉલ્ટર ઉપર હતી. શું થશે? સફરજન વીંધાશે? ક્યાંક દીકરો તો નહિ વીંધાય! અરે! પાપી ગેસ્લર, તારું નખોદ જજો. પણ ટેલ બહાદુર છે. એનો ઘા સફળ સમજો ને! હે ભલા ભગવાન, લાજ રાખજો. વૉલ્ટરને માથે સફરજન હતું. ન હાલે કે ન ચાલે. જાણે પૂતળાં ઉપર મૂક્યું. વૉલ્ટરની આંખો ટેલ ઉપર હતી. જાણે કાચની ખોસેલી ન હોય! સૌ થંભી ગયા. ટેલે પ્રભુની પ્રાર્થના કરી. મન સ્થિર કર્યું. આકાશ તરફ જોયું. પાપી ગેસ્લર તરફ જોયું. પુત્ર તરફ જોયું.

સર્વત્ર શાંતિ!

હૈયાં હાથમાં હતાં.

ટેલે ધનુષ્યબાણ હાથમાં લીધાં. પણછ ખેંચી ટંકાર કર્યો. બાણ ચઢાવ્યું.

અંતઃકરણો કકળી ઊઠ્યાં : ગેસ્લરનું સત્યાનાશ જજો.

એક પગ આગળ મૂક્યો. એક પગ પાછળ કર્યો. ટેલ તૈયાર.

સંપૂર્ણ તૈયાર. પણ દીકરા ઉપર બાણ કેમ છૂટે.

સામેથી અવાજ આવ્યો. બાપુ તીર છોડો. ડરો નહિ.

સનનન કરતું તીર ઊપડ્યું.

શાબાશ ટેલ !

શાબાશ વૉલ્ટર ! શાબાશ વૉલ્ટર !

વૉલ્ટરને સૌએ તેડી લીધો.

વૉલ્ટર કહે : પણ બાપુ ક્યાં ?

બાપુ તો બેભાન થયા હતા.

બાપુ ઊઠો, સફરજન વીંધાયું.

પિતા પુત્ર ભેટ્યા. અશ્રુની ધારા ચાલી.

વૉલ્ટર અમર થઈ ગયો. ટેલ અમર થઈ ગયો.

એ સ્થળે પૂતળું છે. હાથમાં ધનુષ્યબાણ છે. પાસે એક છોકરો ઊભો છે. લોકો કહે છે : "પેલું પૂતળું બહાદુર વિલ્હેમ ટેલનું; પેલું નીડર છોકરા વૉલ્ટરનું."]



## અભ્યાસરેખા

(૧) ટેલને ગેસ્લરે શું ફરમાન કર્યું ? ટેલે વળતો શો જવાબ આપ્યો ?

(૨) ટેલ પાસે ટોપીને સલામ ભરાવવાની વાત ગેસ્લરે શા માટે છોડી દીધી ?

( ૩ ) વૉલ્ટરના જ માથા ઉપર મૂકીને સફરજન વીંધવા ટેલને તેણે શા માટે હુકમ કર્યો ?

( ૪ ) આ બનાવથી લોકોના મન પર શી અસર થઈ હશે ?

( ૫ ) ગેસ્લર વિષે તમારો અભિપ્રાય જણાવો.

( ૬ ) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો :

(૧) હો હો કરવી
(૨) આંખમાંથી આગ ઝરવી
(૩) માથું હાથમાં લઈને ફરવું
(૪) હૈયું ચીરાઈ જવું
(૫) હૈયું હાથમાં રહેવું

( ૭ ) ટેલ અને વૉલ્ટરની વાત તમારી ભાષામાં કહો.

卐

[ ૩૮ ]

# આંધળાનું કથન

| | |
|---|---|
| ઉષા | દૃશ્ય |
| મંજુલ | અનેરા |
| અંધારપિછોડી | વિહોણી |

૧

ચંદ્ર સૂરજને હું નવ નિરખું ઊગે આથમે કયારે,
રાત્રિ દિનને હું નવ જાણું બન્ને સરખાં મારે;
રાત્રિ નિદ્રા લઉં હું જ્યારે,
જાગતો હઉં હું દિન ત્યારે.

૨

ઉષા ફૂટતી વિધવિધ રંગે નભમંડળ રંગાતું,
સંધ્યાના રંગીન દૃશ્યોમાં મને ન કૈં દેખાતું;
એક મટકું યે ના માણું,
કલ્પનાથી શું કરવાનું ?

૩

મંજુલ કંઠે કોયલ ટહુકે ગીત અનેરાં ગાતી,
કળા કરંતો મોર રુવે છે અશ્રુધાર વહી જાતી;
એકનો રવ હું પારખતો,
બીજો દૃષ્ટિમાં નવ પડતો.

૪

ગુલાબ ચંપા કેરા ફૂલનો રંગ કયો નવ જાણું,
સુવાસથી જાણું એ ફૂલ છે ગુલાબ કે ચંપાનું;
જાણું નવ દેખાવે કેવું,
રંગમાં કોના રે જેવું ?

૫

જીવું છું પણ જાણે મેં અંધારપિછોડી ઓઢી,
નયનવિહોણી દેહ મારી આ જાણે ગઈ છે પોઢી;
જાગતો હઉં ત્યારે જેવી
ઊંઘતા લાગે પણ એવી.



## અભ્યાસરેખા

(૧) 'આંધળો' નથી જોઈ શકતો એવી કઈ કઈ વસ્તુઓ તે ગણાવે છે ?

(૨) આંધળાની રાત્રિ ક્યારે થતી હશે ?

(૩) કોયલને તે શી રીતે ઓળખી શકે છે ?

(૪) ઉષા અને સંધ્યા એ શી રીતે જાણી શકે છે ?

(૫) આંધળો પોતાના શરીરને કોની સાથે સરખાવે છે ? શા માટે ?

(૬) આંધળાના મનમાં કેવી લાગણી થતી હશે ? એ લાગણી બતાવતી પંક્તિઓ બતાવો.

(૭) આંધળાના 'અનુભવ' તમારા શબ્દોમાં લખો.

卐

[ ૩૯ ]

# ટ્રેનમાં

## ભાગ ૧ લો

| | |
|---|---|
| પ્લેટફોર્મ | કૌતુક |
| ઘોઘરો | સાંકડ માંકડ |
| હિલોળતો | ટીખળી |

ઉનાળાની રજાઓ પડી. મારે મારા વતન જવાનું હતું. મારા હરખનો પાર નહોતો. જન્મભૂમિમાં જતાં કોને આનંદ ન થાય? જે ભૂમિમાં મેં મારી બાલ્યાવસ્થા ગાળી હતી તે ભૂમિમાં ઘણે વર્ષે જતાં જૂનાં સ્મરણો તાજાં થવાં લાગ્યાં. મિત્રોને મળીશું, સુખ-દુઃખની વાતો કરીશું, તેમની સાથે આનંદ-ગમ્મત કરીશું, એવા વિચારો ખડા થવા લાગ્યા.

ટ્રેનનો ટાઈમ થયો. ટ્રન્ક-બિસ્તો લઈ સ્ટેશને ઊપડ્યો. કેટલાક ઉતારુઓ તો ગાડી ઊપડી જવાની બીકે બીકે એક કલાક પહેલાં સ્ટેશને આવી બેઠેલા હતા. કેટલાક ટિકિટની બારી આગળ એકઠા થયેલા હતા. ઉતારુઓની ઉતાવળે કંઈ વખત થયા સિવાય ટિકિટ માસ્તર વહેલી બારી ઉઘાડે ખરા? ટિકિટ માસ્તરને જાણ કરવા ખાતર કેટલાક બારીનાં પાટિયાં ઉપર પૈસા ખખડાવવા લાગ્યા.

વખત થયો. બારી ઊઘડી તો ત્રણ ઉતારુઓએ એકી-સાથે બારીમાં હાથ ઘાલ્યા અને ટિકિટ લેવા માટે તેઓ પડાપડી કરવા લાગ્યા. ટિકિટ માસ્તરે પાટિયાં સાથે હાથ પછાડી કહ્યું કે એક પછી એક ટિકિટ માગો. પોલીસે હારબંધ ઊભા રહેવા હુકમ કર્યો. કેટલાક વચ્ચેથી બોલતા હતાઃ ક્યાં જવું છે? ભાઈ! એક નડીઆદની ટિકિટ લાવોને; લ્યો પૈસા.

મેં ટિકિટ મેળવી. પ્લેટફૉર્મ ઉપર ગયો. બાંકડા ઉપર બેઠો.

સ્ટેશન ઉપર એક નવું કૌતુક દીઠું. એક બૈરી કેડમાં છોકરું અને માથે બે ટ્રન્ક ઉપાડીને ચાલી આવતી હતી. બૈરીના હાથમાં સોનાની બંગડીઓ હતી અને તેની ડોક ઘરેણાંથી ભાંગી પડતી હતી. બૈરીનો ધણી આગળ હાથ હિલોળતો ચાલ્યો આવતો હતો. બૈરી ભારના બોજા નીચે લદાયેલી હતી, ત્યારે તેના ધણીના હાથમાં પાશેર ભાર પણ નહોતો. પોતાનું જ શરીર ઉપાડીને ચાલી આવતા હતા. બે ટ્રન્ક માથે અને છોકરાંને પણ બૈરીએ તેડેલો. હું જે બાંકડા ઉપર બેઠો હતો, તેની પાસે બૈરીએ બધો બોજો માથેથી નીચે ઉતાર્યો અને હાશ કરી બેઠી.

કેટલાક ટીખળી છોકરાઓ કેળું ખાઈ તેની છાલ પ્લેટફૉર્મ ઉપર નાખી, તેના ઉપર પગ આવવાથી કોણ ખસી પડે છે તે જોતા ઊભા રહેલા. એટલામાં કોટ પાટલુન અને ચશ્માં પહેરેલા એક સદ્‌ગૃહસ્થ એક હાથમાં સોટી અને બીજા હાથમાં ચોપડીઓ લઈ ચાલ્યા આવતા હતા. જેવો પગ કેળાંની છાલ ઉપર આવ્યો કે તરત જ ભાઈ સાહેબ તો લપસ્યા ને ચશ્માં ને ટોપી દૂર જઈ પડ્યાં ત્યાં તો મારી પાછળથી હસવાનો ખડખડાટ અવાજ આવ્યો. પેલા ભાઈસાહેબે ચશ્માં–ટોપી સંભાળી પેલા

છોકરાઓ હસ્યા એટલે મિજાજ જવાથી સોટી લઈને તેમની પાછળ પડ્યા. પણ એમ કાંઇ છોકરાઓ તેમના હાથમાં આવે ખરા ? ક્યાંય છૂ થઈ ગયા. પેલા વીલા મોંએ પાછા વળ્યા.

કેટલાક અધીરા થઈ ગયેલા ઉતારુઓ વાંકા વળી વળીને ટ્રેનની રાહ જોતા હતા. એવામાં ત્રણ ટકોરા થયા, એટલે ત્રીજા સ્ટેશનેથી ટ્રેન છૂટી થોડા વખત પછી પાંચ ટકોરા થયા, એટલે બીજા સ્ટેશનેથી ટ્રેન છૂટી. ત્યાર બાદ થોડી વાર રહીને એક ટકોરો વાગ્યો. એવામાં તો ટ્રેન છૂક છૂક કરતી આવી પહોંચી. ટ્રેન સ્ટેશને આવી ઊભી રહી, એટલે ઉતારુઓની ચઢઊતર શરૂ થઈ. ફેરીઆઓ પણ ચાલુ થઈ ગયા. દરેક ટ્રેન વખતે હાજર રહેવાનું, ઉજાગરા કરવાના, ખોરાં તેલનાં ભજિયાં ખાવાનાં અને વારે ઘડીએ બોલી બોલીને જેના અવાજ તદ્દન ઘોઘરા થઈ ગયેલા એવા ફેરીઆઓ બોલવા લાગ્યા: ભજિયાં, ચેવડો, પેંડા, જલેબી, ચાઈ, ગરમ, “મુંબઈ સમાચાર”, “હિંદુસ્તાન”, “સાંજ વર્તમાન”, “ટાઈમ્સ” એક આનો. એમ ફેરફારી ચાલુ થઈ. ગાર્ડના ડબ્બાથી એન્જિન સુધી અને એન્જિનથી ગાર્ડના ડબ્બા સુધી, ટ્રેન ઊભી હતી ત્યાં સુધી, આ પ્રમાણે ચાલ્યું.

એકાદ ડબ્બો જોઈ મેં મારી જગા લીધી. ટિકિટ તપાસનારે અમારા ડબ્બામાં ટિકિટ તપાસવા માંડી ત્યાં તો ટિકિટ સિવાય બેઠેલા સાધુઓ પડીપડીને ભાગવા માંડ્યા. કોઈ પાટિયા નીચે તો કોઈ જાજરૂમાં પેસી ગયા અને બે–ચાર હઠીએ ચડ્યા તેમને નીચે ઊતરવા કહ્યું, “કાયકુ ઉતારતે હૈ ભાઈ, રામજી તેરા ભલા કરેગા.”

ટિકિટ માસ્તરે કહ્યું : "રામજી સબકા ભલા કરતા હૈ, ઊતર જાઓ." એમ કહીને એક ટોળીને ઉતારી પાડી. ટિકિટવાળા ઉતારુઓ માટે જગા થઈ. મારા પાટિયા ઉપર સાંકડેમાંકડે આઠ જણ બેઠેલા હતા ત્યારે બીજા પાટિયા ઉપર એક પઠાણ સાહેબે એકલાએ લાંબી ખેંચી હતી. પઠાણ સાહેબની બાજુમાં બેસવાની કે તેમને ઉઠાડવાની કોઈની હિંમત પહોંચતી નહોતી. એકના એક પાટિયા ઉપર સૌ ખડકાયે જતા હતા. કેટલાક રસ્તામાં ઊભા રહેલા હતા. કેટલાક વાણિયા બોલી ઊઠ્યા : "પઠાણ સાહેબને ઉઠાડશો નહિ. અહીં બેસો. અમારે આગળના સ્ટેશને ઊતરી જવું છે." પઠાણ સાહેબને ઉઠાડતાં ડબ્બામાં તોફાન થાય તે માટે વાણિયાઓને બીક હશે એમ મને એમની બોલી ઉપરથી સમજાયું.

ગાર્ડે સીસોટી મારી ધજા હલાવી, બે ટકોરા થયા ને ટ્રેન ઊપડી. ભકછૂક, ભકછૂક, ભકછૂક. ટકોરા સ્ટેશન ઉપર વાગે છે તેના ઉપરથી એમ સમજાયું કે ત્રણે ત્રીજું, પાંચે બીજું, એકે દીઠું અને બેએ નાઠું. ત્રણ ટકોરાએ ત્રીજા સ્ટેશને, પાંચ ટકોરાએ બીજા સ્ટેશને અને એક ટકોરાએ ટ્રેન આવી ને બે ટકોરે ટ્રેન ઊપડી. ડબ્બામાં ચારે કોર નજર નાખી તો કેટલીક કાઠિયાવાડી, ઝાલાવાડી, ભાવનગરી, કચ્છી, ગૂજરાતી એમ જુદી જુદી પાઘડીઓ દેખાવા લાગી. કાઠિયાવાડ તરફના એક ભાઈએ પૂછ્યું : "ક્યાં રહેવાં ?" જવાબ મળ્યો : "ભાઈ, જામનગર." એ તરફની ખબર અન્તર પૂછી. બીજા ઉતારુઓ પણ કોઈને કંઈ લાગતું વળગતું ન હોવા છતાં સુખદુઃખની વાતો કરતા હતા.

卐

## અભ્યાસરેખા

(૧) ટ્રેન આવતાં પહેલાં લેખકે સ્ટેશન ઉપર શા બનાવો જોયા ?

(૨) ચશ્માંવાળા સદ્‌ગૃહસ્થ છોકરાઓ પાછળ શા માટે દોડ્યા હશે

(૩) ટ્રેન આગલા સ્ટેશનેથી ઊપડે, સ્ટેશને આવે અને પાછી ઊપડે એ શી રીતે જાણી શકાય ?

(૪) સાધુઓ ડબામાં શા માટે સંતાઈ ગયા ? ક્યાં સંતાઈ ગયા ?

(૫) "પઠાણ સાહેબને ઉઠાડશો નહિ" એમ કોણ કહે છે ? કોને કહે છે ? શા માટે એવું કહ્યું હશે ?

(૬) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો :

(૧) પડાપડી કરવી
(૨) મિજાજ જવો
(૩) છૂ થઈ જવું
(૪) પડી પડીને ભાગવું
(૫) લાંબી ખેંચવી

卐

[૪૦]

# ટ્રેનમાં

## ભાગ ૨જો

| | |
|---|---|
| સૃષ્ટિસૌંદર્ય | લાંબુચોડું |
| સેમ્પલ | ભાવપૂર્વક |
| ભણકારા | આદાશીશી |
| અકસીર | સાગરીત |
| ટપોટપ | વિચારવમળ |

ટ્રેન પૂર જોશમાં ચાલી રહી હતી. હું દૂર દૂરનાં જંગલોનું સૃષ્ટિસૌંદર્ય નિહાળી રહ્યો હતો. એવામાં ડબ્બામાંથી અવાજ આવ્યો: "૧૯૯૧ની સાલનું પંચાંગ–એક પૈસો". હાથમાં કેટલીક ચોપડીઓ રાખેલી તે પણ તેણે વેચવાનું શરૂ કર્યું. "એક આનાની બે ચોપડીઓ", એમ કહેતો ફેરિયો ફરતો ફરતો મારી પાસે આવ્યો. મેં જાણ્યું કે એક આનાની બે ચોપડીઓ વેચે છે તે કેવીક હશે. ચોપડીઓ જોઈ પાનાં ઉથલાવી જોયાં તો હલકા સાહિત્યની ચોપડી લાગી. એમને એમ ચોપડીઓ પાછી આપી દીધી. એટલામાં તો "ખારી સૂંઠ; સવાની દાળ, ખારી સૂંઠ, ધાણાની દાળ"નો અવાજ આવ્યો.

બીજું સ્ટેશન આવ્યું. ટ્રેન ઊભી રહી અને ઉતારુઓની ચઢ-ઊતર શરૂ થઈ. એવામાં બે ફેરિયા અમારા ડબ્બામાં આવ્યા.

"ઘી, દૂધ સાકરથી બનેલી નાનખટાઈ, એક આનાની બે."

"ચટપટી ચેવડો, પાશેરનાં પડીકાંનો એક આનો."
સ્ટેશને જેમ જેમ ટ્રેન ઊભી રહેતી તેમ તેમ બીજા ફેરિયાઓ ચઢતા ગયા. જીનતાનવાળો આવ્યો. ગોળીઓ વહેંચવા મંડ્યો. વહેંચ્યા બાદ ભાષણ શરૂ થયું. "મહેરબાન સાહેબો, આપે મુહમેં ગોળી રખ્ખી હોગી" કરીને શરૂઆત કરી. ગોળીના ગુણોનું લાંબુચોડું વર્ણન કર્યું સેમ્પલ પડીકાનો એક આનો" કહીને પડીકાં વેચવાનું શરૂ કર્યું.

ગોળીવાળાનું પૂરું પણ થયું નહોતું અને સૂર સંભળાયો: "જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું, મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું." આ મીરાંબાઈનું ભજન એક અંધ ભાઈએ તંબુરા, મંજીરા સાથે એટલું તો ભાવપૂર્વક અને અસરકારક ગાયું કે ડબ્બાના બધા ઉતારુઓ થંભી ગયા. ભજન પૂરુ થયું. "આંધળા ઉપર દયા કરો ભાઈ઼ઓ" કહેતોકને પૈસો પૈસો માગવા મંડ્યો. ઘણાએ પૈસો પૈસો આપ્યો. ભજનના ભણકારા મારા મનમાં ઘૂમતા હતા ત્યાં તો દવાની જાહેર ખબર કરતો એક ભાઈ આવીને ઊભો. આદાશીશી, ઝાંમર, વીંછીની દવા. વીંછીની દવા એટલી તો અસરકારક અને અકસીર છે કે રડતો આવે અને પાંચ જ મિનિટમાં હસતો જાય. પછી તડાકછીકણી કાઢી. માથું ચડેલું ઊતરી જાય એવી સરસ છીકણી છે. કેટલાકને સુંઘાડવા માંડી. ગામડાનાં ઘરડા ડોસા-ડોસીઓએ તાણુવા માંડી. માથું ચઢેલું નહિ એવાએ પણ ખેંચવા માંડી. થોડી વાર થઈ ત્યાં તો છીં, છીં, છીં, હક છીં, એમ બધે આખા ડબ્બામાં છીંકાછીંક શરૂ થઈ.

સ્ટેશન આવ્યું. ટ્રેન ઊભી રહી. ત્યાં તો ફેરિયાભાઈ ચઢ્યા જ સમજોને! ગૌશાળાના ફંડ માટેની એક પેટી લઈ માણસ ચઢ્યો. પેટીને ઉપર નીચેથી સીલ કરેલું હતું. "ગાયોના ઘાસચારા માટે કોઈ પાઈ-પૈસો નાખો પેટીમાં" કહી પેટી ખખડાવી બધે ફરી વળ્યો, પણ કોઈએ કાંઈ નાખ્યું નહિ. પછી મશ્કરીમાં પેટીવાળો બોલ્યો: "ખોટી, ઘસાયેલી, બહેરી, બોબડી એક પાઈ નાખો ભાઈ પેટીમાં." એમ કહેતાં સ્ટેશન આવ્યું ને ઊતરી બીજા ડબ્બામાં ચઢી ગયો.

ત્યાંથી એક ભાઈ પેટી લઈ ત્રણ-ચાર માણસો સાથે ચઢ્યો. નાનું સ્ટેશન એટલે આ પેટીવાળા સાથેના માણસો તરી આવતા હતા. પેટીવાળો ડબ્બા વચ્ચે ઊભો. બાકીના માણસો નોખી નોખી જગાએ ગોઠવાઈ ગયા. પેટી ઉઘાડી પેલા ફેરિયાએ અંદરની વસ્તુઓ કાઢવા માંડી. "ચપ્પુ, કાતર અને છરીના ચાર આના. કોઈ બોલશે ભાઈ?" ત્યાં તો કોઈએ પાંચ આના કહ્યા. બીજાએ છ આના કહ્યા. ફેરિયાએ કહ્યું: "છ આના વાળાને એક આનો ઇનામ." કોઈએ સાત આના કહ્યા. કોઇએ આઠ આના કહ્યા. ફેરિયાએ આઠ આનાવાળાને બે આના ઇનામ આપવા કહ્યું એના સાગરીતો કિમ્મત વધાર્યે જતા હતા. તેમાંથી કોઈ ભલો બિચારો ગામડિયો સસ્તી ચીજો મેળવવાની આશાએ, અથવા ઇનામ લેવાના લોભે બોલતો, તો તરત જ તે ફેરિયો એક વાર, બે વાર, ત્રણ વાર કરી તે ચીજો પધરાવી દેતો.

દરેક સ્ટેશને ફેરિયા ચઢતા હોવાથી ફેરિયાઓનો ત્રાસ વધી પડ્યો બિલકુલ નિરાંતે બેસવા કે જંપવા વારો નહિ. સ્ટેશન આવ્યું ને ટ્રેન ઊભી ત્યાં તો બે નાની ઉમ્મરના કપાળે

ટીલાં કરેલાં અને બ્રાહ્મણનાં જેવાં દેખાતાં બાળકો અમારા ડબ્બામાં ચઢ્યાં. ગરીબડા, ચીંથરેહાલ દેખાતા એક છોકરાએ નીચેનું ગીત ગાવા માંડ્યું:

"આ બાલ્યવયમાં કોઈનાં માતાપિતા મરશો નહિ,
ઓ ઈશ! આવો કોપ બાળકની ઉપર કરશો નહિ.
માતાપિતાનો આશરો આખા જગતમાં ના મળે,
માબાપ જતાં બાલ સૌ બેહાલ થઈને ટળવળે.
માતા! તમારાં સ્નેહનાં બે આંસુડાં સ્વીકારજો,
ઓ તાત! આ બે બાળકોને સ્વર્ગમાં સંભારજો."

કરુણરસથી ભરેલું આ ગીત સાંભળી ડબ્બાના બધા ઉતારુઓ સ્તબ્ધ થઈ ગયા. લોકોને તેમના ઉપર લાગણી થઈ આવી. માબાપ વગરનાં બાળકોની દયા આવી. પૈસાની માગણી કરતા લોકો પૈસા ટપોટપ આપવા મંડ્યાં. સ્ટેશન આવ્યું ને તે બાળકો ઊતરી બીજા ડબ્બામાં ગયાં. હું તે બાળકો સંબંધીના વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યો. તે શું કરતા હશે? ભણતા હશે કે નહિ? આમ ભીખ માગી જીવન ગુજારતા હશે કે કેમ? છોકરા ચાલાક દેખાય છે, વગેરે વિચારો મગજમાં ઘૂમવા માંડ્યા. તેમનાં ગીતની ધૂનમાં મગજ ભમવા માંડ્યું. ત્યાં તો એ ધૂનનો તાર તોડી એક ભાઈ બોલી ઊઠ્યા, "મિસ્ટર, ક્યાં ઊતરવું છે? આ તમારુ સ્ટેશન આવ્યું." ચમકીને બોલી જવાયું: "સ્ટેશન આવ્યું?" અને ખરે જ સ્ટેશન આવ્યું. પેટી બિસ્તો બગલમાં મારી ટિકિટ આપી સ્ટેશન બહાર નીકળી ઘેર પહોંચ્યો. પણ પેલા નિરાધાર છોકરાના ગીતના તારો તો હજીયે મારા હૃદયમાં ઝણઝણી રહ્યા છે.

卐

## અભ્યાસરેખા

(૧) ટ્રેનના ડબ્બામાં લેખકે કયા કયા ફેરિયાઓ જોયા? એ બધામાં કયો ફેરિયો વધારે લુચ્ચો હતો? શા માટે?

(૨) ચીંથરેહાલ બ્રાહ્મણના છોકરા ઉપર બધા ઉતારુઓને શા માટે દયા આવી?

(૩) સ્ટેશન આવી રહ્યું તેની લેખકને કેમ ખબર પડી નહિ?

(૪) શરૂઆતથી તે છેવટ સુધીમાં લેખકને થયેલા અનુભવની ટૂંકમાં યાદી કરો.

(૫) લેખકે જોયેલાં દશ્યોમાંથી તમને સૌથી વધુ પસંદ પડ્યું હોય એવા દશ્યનું વર્ણન કરો.

(૬) નીચેના શબ્દપ્રયોગો વાક્યોમાં વાપરો:

(૧) તરી આવવું
(૨) સ્તબ્ધ થઈ જવું
(૩) ગોથાં ખાવાં

(૭) તમે કરેલી કોઈ એવી જ મુસાફરીનું વર્ણન કરો.

(૮) મોટા સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર તમે ઊભા હો તો તમને શું શું જોવા મળે? યાદી કરો.

卐

[ ૧૪ ]

## વૃક્ષપાળ

| | |
|---|---|
| વાયુવિહાર | અંતરધ્યાન |
| કરગઠિયા | મડું |
| સથવારો | રંજાડ |

(ચોપાઈ)

આજ ગયો હું ગામ બહાર,
તાજો ભરવા વાયુવિહાર;
જોઈ મજાનું સુંદર સ્થાન,
ધરી રહું જ્યાં અંતરધ્યાન.

વીણે કરગઠિયાં કો બાઈ,
નરી જેમ ઊભી ગરીબાઈ!
ડીલે ફાટેલું લુગડું
હાલે જાણે જીવતું મડું!

માર્ગ મહીં ત્યાં નાનો બાળ,
નવેક વર્ષનો જોઉં રસાળ;
કહ્યું: ભાઈ તું ગામે જાય,
તો આપણુ સથવારો થાય.'

કહે : 'જવાનું સાંજે ગામ,
મારે અહીં રહેવાનું કામ;
ઊગ્યાં આ બે બાજુ ઝાડ,
તેને કો ન કરે રંજાડ.

ના તોડે કોઈ ડાળી પાન
તેનું હું રાખું છું ધ્યાન!'
'પણ તું ખાવાનું શું કરે?'
'આ ડબરીમાં સાથે ફરે!'

એમ કહી એ નાનો બાળ,
ચાલ્યો કામ ઉપર તત્કાળ.



## અભ્યાસરેખા

(૧) કવિ બહાર શા માટે ગયા? ત્યાં શું જોયું?

(૨) કવિએ છોકરાને શું કહ્યું? છોકરાએ શું જવાબ આપ્યો?

(૩) છોકરો આખો દિવસ શું કરતો? તે ખાવાનું ક્યાંથી લાવતો?

(૪) 'બાઈ' શું કરતી હતી? એ બાઈને કવિ કોની જોડે સરખાવે છે? એ સરખામણી શી રીતે બરાબર ગણી શકાય?

(૫) નીચેનાનું વર્ણન તમારી ભાષામાં કરો:

(૧) કવિની માફક તમે કોઈ જોયેલું સુંદર સ્થાન

(૨) તમે જોયેલા કોઈ આંબાવાડિયાના રક્ષકનું દરરોજનું જીવન

卐

# પરોણાગત

| ગાઢ | શરણાગત | અતિથિ | સુકૃત્ય |
|---|---|---|---|
| પારાવાર | દિવ્ય | અક્ષય | યાચના |

કોઈ એક ગાઢ જંગલ હતું. તેમાં એક શિકારી શિકાર માટે ફરતો હતો. તેવામાં એક ચકલી તેની જાળમાં ફસાઈ. ચકલીને પાંજરામાં પૂરી શિકારી ઘર તરફ વળ્યો એટલામાં સાંજ પડી. વરસાદનું વાદળ ચડી આવ્યું. અંધારું ઘોર. કશું દેખાય જ નહિ. આવી સ્થિતિમાં તે શિકારી એક મોટા ઝાડ તળે ઊભો રહ્યો. ટાઢથી શરીર કંપતું હતું. ભૂખ પણ કકડીને લાગી હતી. થોડી વારે વરસાદ બંધ પડ્યો ત્યારે તે શિકારી ઊંચું મોં કરી બોલ્યો: "જે કોઈ આ ઝાડ પર હોય તેનો હું શરણાગત છું, તે મને ટાઢથી બચાવે અને પેટમાંનો અગ્નિ શાંત કરે."

તે સમયે તે ઝાડ પર એક ચકલો બેઠો હતો. તેને શિકારીનું બોલવું સાંભળી દયા આવી. તેની દુ:ખી સ્થિતિ માટે પોતાને દુ:ખ થયું. તે ચકલાએ પ્રભુને સંભારી કહ્યું: "હે ભગવાન, મારી ચકલી પણ આજ અત્યાર સુધી આવી નથી; તે હોત તો અમે આ અતિથિની સેવા કરત." આવાં વચનો સાંભળી ચકલી કે જે શિકારીના પાંજરામાં પુરાયેલી હતી તે બોલી: "હું આ શિકારીના પંજામાં સપડાયેલી છું, પણ તું તે વિષે કંઈ મનમાં લાવીશ નહિ અને તારાથી થાય તેટલી આ પારધીની સેવા કર, કેમકે શરણાગતનું દુ:ખ દૂર કરવા જેવું બીજું સુકૃત્ય નથી." પછી તો તે ચકલો ઊડ્યો અને દૂર જંગલમાં અગ્નિ સળગતો હતો, ત્યાંથી બળતો લાકડાનો ટૂકડો પોતાની ચાંચમાં લાવ્યો, અને ઝાડ નીચે પડેલાં સૂકાં પાંદડાંના ઢગલા પર મૂક્યો.

તેથી તાપ થયો અને પારધીએ ટાઢ ઉડાડી. પછી તે શિકારીએ ચકલા પાસે ભોજનની યાચના કરી. ત્યારે તે ચકલાએ વિચાર કર્યો કે કેટલાક પુણ્યશાળી પ્રાણીઓ દસનું પેટ ભરે છે; પરંતુ અમે અભાગિયાં પંખીઓ પોતાનું પેટ પણ પૂરૂં ભરી શકતાં નથી! મારી પાસે આ શરીર છે કે કોઈ દિવસ જવાનું તો છે જ, તો આજ હું તે શરીર આ પારધીને માટે આપીશ, પણ યાચકને મોઢામાંથી ના તો નહિ જ પાડું. ફરી ફરીને સેવા કરવાની આવી ઉત્તમ તક નહિ જ મળે. પછી પારધીને કહ્યું: "ભાઈ, તું મારો ભક્ષ કરી તારો પ્રાણ બચાવ" કહી ચકલો અગ્નિમાં પડ્યો અને ભડભડ શેકાઈ ગયો. આ જોઈ પારધીને ઘણો શોક થયો અને તેણે પાંજરામાં પૂરેલી ચકલીને છોડી મૂકી. ચકલી બહાર નીકળતાં જ ચકલાની પાછળ બળી મરી. ઉપરાઉપરી પતિપત્નીને આમ પોતાની જ ખાતર બળી મરતાં જોઈ શિકારીને પારાવાર દુઃખ થયું. તેને પોતાની જિંદગી ઉપર તિરસ્કાર છૂટ્યો. તેણે વિચાર્યું કે નિર્દોષ પંખીઓ મારે માટે બળી મર્યાં તો પછી મારે જીવીને શું કરવું? આમ વિચારી તેણે તો મોટો ભડકો સળગાવી તેમાં પોતાના દેહને હોમી દીધો. આ રીતે ત્રણે જીવો મરતાં વાર જ દિવ્ય દેહને ધારણ કરી સ્વર્ગને પામ્યા અને ત્યાં અક્ષય સુખને પામ્યા.

શરણાગતનું રક્ષણ કરવું એ મહાન પુણ્ય છે.



### અભ્યાસરેખા

(૧) ચકલાએ પારધીની ટાઢ શી રીતે ઉડાડી?

(૨) ચકલો-ચકલી શા માટે બળી મુઆ?

(૩) પારધીએ પોતાની દેહને શા માટે હોમી દીધી?

(૪) ચકલો, ચકલી અને પારધી ત્રણેને સ્વર્ગ શા માટે મળ્યું?

[૪૩]

# ભીલ બાળકો

ચીંદરડી — કોતર

કહાણી — ડખું

આઠ કે દસ વર્ષ સુધી તો અમારાં ભીલ બાળકો નાગાં ઉઘાડાં ફરે છે. ફક્ત એક લંગોટી પહેરે છે; અને લંગોટી એટલે એક ચીંદરડી-આસરે ફૂટ-સવા લાંબી ને ચાર આંગળ પહોળી. ન્હાય ત્યારે બદલવાને બીજી લંગોટી તેમને ન હોય; તેથી ભીંજાએલી લંગોટી એની મેળે પહેરેલી સુકાઈ જાય!

દશ વર્ષથી મોટા, પણ ૧૩-૧૪ વર્ષ સુધીના છોકરાઓ પણ લંગોટી પહેરે. વધારામાં બાંય વિનાનો એક કબજો શરીરે પહેરે. બીજું કાંઈ નહિ. ટોપીને તો તે સમજે જ નહિ.

બહુ મોટા દેખાવું હોય તો વળી એકાદી ચીંદરડી માથે વીંટે; ચીંદરડી તેને મન તો પાઘડી કહેવાય. ઘણા મોટી ઉમરના ભાયડાઓ પણ લંગોટીથી ચલાવે છે. શહેરમાં આવવું હોય તો એકાદી ટૂંકી પોતડી પહેરી લે. પણ એ એને તો પીડા જેવી લાગે!

પંચમહાલના ભીલો ખેતી કરે છે; અને ગાય, બળદ તથા વખતે ભેંસ પણ રાખે છે. ભીલોનો ગામમાં ગોવાળ તો હોય જ નહિ કારણ ભીલોનાં ગામ વસતાં નથી; પણ તેઓ તો પોતપોતાના ખેતરમાં સૌ જુદા જુદા એક બીજાથી છેટે છેટે, ઝૂંપડીઓ બાંધીને રહે છે. દરેક ઘરમાંથી એકેક છોકરું-છોકરો કે છોડી પાંચેક વર્ષનું બાળક થાય તે પણ-પાડોશના કે પોતાના ઘરના મોટાં બાળકની સોબતમાં રોજ ગાય, વાછરડાં-ઢોર ચરાવવા જાય.

આમ વગડામાં આખો દિવસ રહે; સાથે મકાઈનો રોટલો બાંધી જાય. તે જ્યાં ઢોરાં ચારતાં હોય ત્યાં ભૂખ લાગે ત્યારે ખાઈ લે; અને પાણી પણ અડખે પડખેના કોતર કે કૂવામાંથી પી લે. તેને થાળીવાડકાની કે લોટાપ્યાલાની જરૂર નહિ.

કોઈ ભીલને પાંચ-છથી તેર-ચૌદ વર્ષનાં નિશાળે મૂકવા જેવાં ત્રણ ચાર છોકરા કે છોડીઓ હોય અને તેને મારા જેવો કોઈ પૂછે: "કેમ ભાયા, છોરાં નિશાળે ન મોકલો?" તો તે પોતાના દુઃખની કહાણી કહે કે: "મોટો સોરો તો હળ હાંકે તેવો થીયો છે, તીથી નાનો ડગરામાં (એટલે ઢોર ચરાવવા) જાય છે, તીથી નાનો તે અમુ બે મનખાં ખેતરે જઈએ ત્યારે નાનું બચ્ચું રાખે ને ઘર સાચવે. અમારે તહીં તો વધારાનું છોરું નહિ મળે બાબા!"

આવી રીતનો હિસાબ ગણાવી દે અને આપણને સમજાવી કાઢે! દરેક છોકરાને કંઈ ને કંઈ નાનું નાનું કામ બતાવેલું હોય. ભીલના દરેક ઝૂંપડાને કમાડ જ ન હોય તો પછી સાંકળ કે તાળું તો ક્યાંથી જ હોય? તેથી હમેશાં ઘર સંભાળવાને એકાદું નાનું છોકરું રાખે. નાનાં છોકરાંઓ આખો દિવસ વગડામાં ફરે તેથી શરીરે બહુ કસાયેલાં રહે છે. ચાર-છ માઈલ ચાલી નાખવું તે તો તેને મન રમત. આઠ દસ વરસના છોકરા, છોડીઓ કામ પડે ત્યારે સવારથી સાંજ સુધીમાં વીસ માઈલ કાપી નાખે, અને થાકી ગયાની કે 'હવે મારાથી નથી ચલાતું' એવી ફરિયાદ પણ ન કરે.

અમારા આશ્રમોમાં રહેતાં નાનાં નાનાં-આઠથી પંદર વર્ષનાં-બાળકો હોળી દિવાળીની રજામાં કે ખેતરમાં નવી મકાઈ

થાય ત્યારે ડોડા ખાવા પોતાને ઘેર જાય ત્યારે આવી રીતે દસ-પંદર માઈલ ચાલીને રમતાં રમતાં જાય; અને રજા પૂરી થયે રમતાં રમતાં પાછા આવી દાખલ થઈ જાય!

ભીલ બાળકો તીરકામઠાંના બહુ શોખીન હોય છે. તે જ તેમની રમત. અમારા બધા આશ્રમોના છોકરાઓને વરસમાં એક વખત દાહોદમાં એકઠા કરીએ છીએ ત્યારે તીરકામઠાંના ખેલોની હરિફાઈ ચાલે છે. તમારે આવાં તીરકામઠાં જોઈતાં હશે તો અમારા જેસાવાડા ગામના આશ્રમના આચાર્ય તમોને કિંમત લઈને મોકલાવી દેશે. પણ શહેરમાં તેનાથી રમતાં સંભાળજો હોં!

અમારાં ભીલ બાળકો શું ખાય છે તે તમે જાણો છો? તે ઘઉંની રોટલી કે બાજરાનો રોટલો કે દાળભાતનું સૂરતી ડખું ન ખાય. અમારા જિલ્લામાં મકાઈ બહુ ઊગે છે. તે મકાઈના ડોડાને સૂકવે, તેને ધોકાવી તેના દાણા જુદા કાઢે; તેને ઘઉં બાજરાની માફક દળે અને તેના રોટલા કરીને ખાય. મકાઈના રોટલા બહુ ધોળા હોય છે અને મીઠા લાગે છે. તેની સાથે એકાદું શાક કે દાળ હોય તો અમારાં બાળકો ધરાઈને ખાય. શાક કે દાળ ન હોય તો મરચાંના કટકાથી કે છાશ હોય તો તેનાથી ચલાવી લે.

રોજ સાંજે આ મકાઈના રોટલાને બદલે તેની ઘેંસ અથવા થૂલી (ઘી વિનાના શીરા જેવી, પણ ખાંડને બદલે થોડું મીઠું નાખેલી) ખાવાનો રિવાજ છે. સાથે શાક કે દાળ હોય તો ઠીક, ન હોય તો કાંઈ જરૂર નહિ. ઘેંસ રાબ જેવી પાતળી રાખે તો થોડી મકાઈથી ઘણાંનાં પેટ ભરાય. સારું જમણ કરવું

હોય ત્યારે ચોખા ખાંડ ને ઘી પીરસાય એટલે અમારે 'ભયો ભયો' થઈ રહે. અમારે બરફી, પેંડા, દૂધપાક કે લાડુ એવી ચીજોની જરૂર નહિ.

દાહોદ અને ઝાલોદ તાલુકામાં આવા આવા ભીલ છોકરાઓના પાંચ આશ્રમો છે. દાહોદમાં, જેસાવાડામાં, મીરાખેડીમાં, ઝાલોદમાં ને ભીમપરીમાં. પાંચે ઠેકાણે મળીને આશરે અસેં બાળકો રહે છે; એટલે ચોવીસે કલાક રહે છે, ખાય છે, પીએ છે, ભણે છે, રમે છે અને કૂદે છે.

તમારે તેમને મળવું હોય અને તેમની દોસ્તી કરવી હોય તો કોઈક દિવસ દાહોદ આવશો તો તમને બધે ફેરવીશું. તમે શહેરનાં છોકરાંઓ, તેથી તમને ૧૫–૨૦ માઈલ ચલાવીને નહિ લઈ જઈએ, પણ મોટરમાં લઈ જઈશું; પણ ખાવાની તો મકાઈજ હોં! કેમ આવશો? ભીલભાઈઓની જોડે દોસ્તી કરવી તે તમારી ફરજ છે; માટે આવવાનો જરૂર વિચાર કરશો.



### અભ્યાસરેખા

(૧) ભીલ લોકો શું પહેરે છે? શું ખાય છે?

(૨) ભીલનાં નાનાં છોકરાંઓ શું કામ કરે છે?

(૩) ભીલ બાળકોને શાનો શોખ હોય છે?

(૪) એવાં બાળકોને માટે ક્યાં ક્યાં આશ્રમો છે?

(૫) લેખક તમને ભીલ બાળકોને મળવા શા માટે બોલાવે છે? કેવી રીતે લઈ જવા કહે છે? શું ખાવા આપવા કહે છે?

(૬) શોધી કાઢો: નીચેનાં વાક્યો શા માટે વાપર્યાં હશે?

(૧) "અમારે તલીં તો વધારાનું છોરું નહિ મળે, બાબા!"

(૨) "અમારે 'ભયો ભયો' થઈ રહે."



# પ્રુટકળ અંગ

અરે ન કીધાં ફૂલ કેમ આંખે, કર્યા વળી કંટક શા ગુલાબે,
સુલોચનાને શિર અંધ સ્વામી, અરે વિધાતા તુજ કૃત્ય ખામી.

× × × × × ×

પીળાં પર્ણો ફરી નથી થતાં કોઈ કાળે જ લીલાં,
ભાંગ્યાં હૈયાં ફરી નથી થતાં કોઈ કાળે રસીલાં.

× × × × × ×

દુઃખીના દુઃખની વાતો સુખી ના સમજી શકે,
સુખી જો સમજે પૂરૂં દુઃખ ના વિશ્વમાં ટકે.

× × × × × ×

કો કો ગુણથી ઊપજે અતિશે દોષ શરીર,
વાણી મધુરી ઓચરે પડે પિંજરે કીર.

× × × × × ×

પ્રીત સરોવર હુંસકી જલ સૂકે ઊડ જાય,
પ્રીત જલ ઓર કમલકી દોનો સંગ સુકાય.

× × × × × ×

બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ,
હીરા મુખસે વા કહે, લાખ હમારા મોલ.

× × × × × ×

મૂર્ખાઓને જગત ઉપમા શંખની નિત્ય આપે,
વિષ્ણુ કિન્તુ કર નિજ શંખનું કષ્ટ કાપે.

